દશ ભક્તિરસ ગ્રંથમાળા | શ્રેણી ૨ : પુ. ૩

# બ્રહ્મચર્ય

[ કવિગુરુ રવીન્દ્રનાથનાં પ્રવચનો ]

સંપાદક અને અનુવાદક :


શ્રી. જયંતીલાલ આચાર્ય



: પ્રકાશક :

ધી સંદેશ લિમિટેડ વતી

નંદલાલ ચુનીલાલ બોડીવાળા

સારંગપુર, અમદાવાદ.

કિં. રૂા. ૧—૮—૦



# બ્રહ્મચર્ય

કવિગુરુ રવીન્દ્રનાથનાં પ્રવચનોના

સંપાદક અને અનુવાદક


જયંતીલાલ આચાર્ય






પ્રકાશક

'ધી સંદેશ લિમિટેડ' વતી

નંદલાલ ચુનીલાલ બોડીવાળા

સારંગપુર, અમદાવાદ

પુસ્તક
૩ જું

ઑકટોબર
૧૯૪૭

કિંમત

રૂ. ૧-૮-૦

દોઢ રૂપિયો



પ્રકાશક

ધી સંદેશ લિમિટેડ

સારંગપુર, અમદાવાદ

: મુદ્રક અને પ્રકાશક :
'સંદેશ લિમિટેડ' વતી
નંદલાલ ચુનીલાલ બોડીવાળા

: મુદ્રણસ્થાન :
ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ,
માધુભાઇ કોલોની, અમદાવાદ

સ્વધર્મનિષ્ઠ બ્રહ્મોપાસક ગૃહસ્થ

શ્રી અંબાલાલ પુરુષોત્તમદાસ પટેલને



# પ્રકાશકનું નિવેદન

**'સંદેશ ભક્તિરસ ગ્રંથમાળા'** નું બીજી શ્રેણીનું આ તૃતીય પુષ્પ રજુ કરતાં મને આનંદ થાય છે.

આ પુસ્તકમાં કવિવર **રવીન્દ્રનાથ** ઠાકુરનાં વર્ષો પૂર્વે અપાયેલાં અપ્રાપ્ય એવાં સુંદર પ્રવચનોનો સંચય કરવામાં આવ્યો છે. પૂ. રવીન્દ્રનાથના મનનીય આધ્યાત્મિક પ્રવચનોની પસંદગી કરી એનું સંપાદન કરવામાં આ પુસ્તકના લેખક **શ્રી જયંતીલાલ આચાર્યે** ખૂબ જ કાળજી લીધી છે. શ્રી આચાર્યે શાંતિનિકેતનમાં ગુરૂદેવની છત્રછાયા તળે શિક્ષણ લીધેલું છે, એટલે રવીન્દ્રનાથનાં પ્રવચનોને તેઓ સરસ રીતે રજુ કરી શકયા છે એ આ પુસ્તક વાંચવાથી સમજાશે.

'બ્રહ્મચર્યા' જીવનને સાચી દિશામાં દોરવા માટે દરેક વાચકને સાધનરૂપ બનશે એવી હું આશા રાખું છું.

**ભાઇશ્રી જયંતીલાલ આચાર્યે** અમારી સંસ્થાને આવું અભ્યસનીય પુસ્તક તૈયાર કરી આપ્યું છે એ માટે હું તેમનો આભારી છું.

આ પુસ્તક પછી "સંદેશ ભક્તિરસ ગ્રંથમાળા" ના ગ્રાહકોને **'ધર્મ અને રાજ્ય'** નામક પુસ્તક (સ્વામી શ્રી માધવતીર્થજી કૃત) આપવામાં આવનાર છે.

'સંદેશ ભક્તિરસ ગ્રંથમાળા' ને જનતાએ સરસ આવકાર આપ્યો છે. આ માટે હું સર્વ શુભેચ્છકોનો આભારી છું. આ ગ્રંથમાળામાં જનતાને ઉત્તમમાં ઉત્તમ ધાર્મિક સાહિત્ય આપવાની અમારી નેમ છે અને વાચકો આજસુધીના પ્રકાશનો પરથી જોઈ શકયા હશે કે અમે એ દિશામાં બનતા પ્રયત્નશીલ રહ્યા છીએ.

'સંદેશ ભક્તિરસ ગ્રંથમાળા'ના પુસ્તકો ઘેર ઘેર વંચાય એવી મ્હારી ભાવના છે અને એ દષ્ટિએ જ આ ગ્રંથમાળાના પુસ્તકો ગ્રાહકોને સસ્તામાં પડે તેવી રીતે અપાય છે.

આશા રાખું છું કે જનતા આ ગ્રંથમાળાની પ્રગતિમાં પોતાનો સહકાર આપી મને આભારી કરશે. ગરવી ગુજરાત, ગ્રંથમાળાના આ ત્રીજા પુસ્તકને સત્કારશે એવી ઈચ્છાસહ વિરમું છું.

સંદેશ પ્રકાશન મંદિર
સારંગપુર
**અમદાવાદ**
સંવત ૨૦૦૩

લિ. ભવદીય,
**નંદલાલ ચુનીલાલ બોડીવાલા**
મેનેજિંગ ડીરેકટર
ધી સંદેશ લિમિટેડ

# નિવેદન

કવિગુરુ રવીન્દ્રનાથનું બંગાળીમાં આ નામે કોઇ પુસ્તક નથી. તેમણે શાંતિનિકેતનમાં અને કલકત્તા વિદ્યાપીઠમાં આપેલાં પ્રવચનો અને વ્યાખ્યાનોનું આ સંપાદન છે. બધાંયને એક સૂત્રમાં ગૂંથીને કરેલું નામકરણ મારું છે.

'બ્રહ્મમંત્ર' અને 'બ્રહ્મની ઉપાસના' એ બે તેમણે આજથી પીસતાળીશેક વર્ષો પહેલાં આપેલાં વ્યાખ્યાનો છે. 'ભૂમા' અને 'સોહમ્' માનવધર્મ નામના મારા અનુવાદમાંથી તારવેલા નિબંધો છે. ગુજરાત વિદ્યાસભાના મંત્રીએ તે પુસ્તકમાંથી આ બન્ને નિબંધો તારવવાની મને લેખીત પરવાનગી આપવા બદલ તેમનો આભાર માનું છું. બાકીનાં પ્રવચનો કવિવરે શાંતિનિકેતનમાં આપેલાં પ્રેરક ઉદ્બોધનોમાંથી પસંદ કરેલાં છે.

રવીન્દ્રનાથની પ્રતિભાના મૂળમાં ઉપનિષદોનાં મનન અને નિદિધ્યાસને કેવું અભિસિંચન કર્યું છે, તેનો આ નાનકડી પુસ્તિકાથી સહૃદયોને આછો ખ્યાલ આવશે. હાલના આવા વિષમ કાળમાં સમગ્ર જીવનના સર્વાંગી સાધકોને પોતાના જીવનના ઘડતરમાં આ પુસ્તક સહાયક થશે તો આ પ્રયત્ન સાર્થક માનીશ.

સંવત : ૨૦૦૩ જયંતીલાલ આચાર્ય

# આજ લેખકનાં બીજાં પુસ્તકો

મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ – [અનુવાદ] ગુ. વ. સો.
માનવધર્મ (રવીન્દ્રનાથનાં વ્યાખ્યાનો) ... ,,
શ્રી શારદાદેવી (જીવન અને વાતચીત) – મૌલિક ,,
સાહિત્ય (રવીન્દ્રનાથ કૃત) ... પ્રકાશક પોતે

## બાલસાહિત્ય :

પુંડરીકનાં બાલકાવ્યો ... શિશુ સાહિત્યમાળા
દીવડા ... ,,
તાનસેન ... ,,
ઠાકુરદાની વાતો ... ,,
ગોરસ ...પ્રકાશક: બાલકુંજ તરફથી
શ્રી ગોવિંદભાઈ ઠાકર

## સંપાદન :

તંત્રની સાધના
શિક્ષણ સાધના

## હવે પછી :

રવીન્દ્ર ગીતસુધા
રવીન્દ્ર વાણીમાધુર્ય
શિશુલીલા
રવીન્દ્ર ગદ્યગૌરવ, રવીન્દ્ર માનસદર્શન વગેરે વગેરે

# અનુક્રમ



---

## મહત્વના મુદ્રણદોષ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૪ | ૧૨ | અનુસાશન | અનુશાસન |
| ૩૬ | ૨૪ | Yay | Yea |
| ૩૬ | ૯ | ,, | ,, |
| ૪૦ | ૧૬ | વચના | વંચના |
| ૪૬ | ૧ | સત્કાય | સત્યકામ |
| ૫૭ | ૨૩ | ઝમખા | ઝૂમખાં |
| ૭૬ | ૨૩ | ભત | ભૂત |
| ૮૩ | ૨૩ | ત્રિપાદ ૨— | ત્રિપાદ સ્યા |
| ૮૪ | ૨૨ | ભત | ભૂત |

# ઊઠો, જાગો !

ઊઠો, જાગો ! સવારમાં ઇશ્વરનો પ્રકાશ આવીને આપણી ઊંઘ ઉડાડી દે છે, આખી રાત્રિની ઘસઘસાટ ઊંઘ એક પળમાં ચાલી જાય છે. પરંતુ સંધ્યા વેળાનો પેલો મોહ કોણ ભાંગશે ? આખા દિવસના વિચારો અને અને કર્મોથી આપણી ચારે બાજુ જે એક પ્રકારનું ધૂમસ છવાઇ જાય છે, તેમાંથી ચિત્તને નિર્મળ ઉદાર શાંતિમાં કેવી રીતે સ્થાપીશું ? આવડો મોટો દિવસ એક કરોળિયાની માફક પોતાની જાળ વિસ્તારતો આપણને ચારેબાજુથી ફસાવી રહ્યો છે; ચિરંતનને, ભૂમાને પોતાની ઓથે આવરી રહ્યો છે ! આ બધી જાળને ભાંગી તોડીને આપણી ચેતનાને અનંતમાં સજાગ કરવી જોઇશે. બધાંને ઊઠવાનો, જાગવાનો સમય થયો છે !

જ્યારે દિવસ અનેકવિધ કર્મો, અનેકવિધ વિચારણાઓ અને અનેકવિધ પ્રવૃત્તિઓ દ્વારા આપણને ચાકે ચડાવી રહ્યો હોય છે, જ્યારે અખિલ વિશ્વ અને આપણા આત્માની વચ્ચે તે એક પ્રકારનું આવરણ ખડું કરી દે છે, ત્યારે જો વારંવાર આપણે આપણી ચેતનાને **उत्तिष्ठत जाग्रत** કહીને ઉદ્‌બોધિત ન કરીએ, જો આ જાગરણનો મંત્ર હર પળે વ્યવહારિક કાર્યોની વચ્ચે રહ્યાં છતાં આપણા અંતરાત્માંથી ધ્વનિત ન થાય તો એક પછી

બીજા ચક્રાવામાં, એક પછી બીજી જાળમાં આપણે ફસા-ઈજ જવાના અને ત્યાર પછી એ તમસમાંથી, એ જડતામાંથી બહાર નીકળી જવાની આપણને ઇચ્છા સરખી યે નહિ થાય. પરિણામે આસપાસની પરિસ્થિતિને આપણે અત્યંત સત્ય રૂપે માની લઈએ, તેથી યે પર જે ઉન્મુક્ત વિશુદ્ધ શાશ્વત સત્ય રહેલું છે તે પર આપણો વિશ્વાસ ન રહે, અને સૌથી વિચિત્ર તો એ થાય કે તે સત્ય તરફ સંશય અનુભવવા પૂરતી સજાગતા પણ આપણામાંથી ઓસરી જાય ! માટે જ્યારે આખા દિવસનાં અનેકવિધ કર્મોનો કોલાહલ મચી રહ્યો હોય, ત્યારે આપણા મનની ગભી-રતામાં 'ઊઠો, જાગો' નો ધ્વનિ અસ્ખલિત રૂપે ઊઠયાં કરો !



# પ્રાર્થના

**ઉપનિષદ** છે ભારતવર્ષના બ્રહ્મજ્ઞાનની વનસ્પતિ. આ કેવળ સુંદર શ્યામલ ઘટાદાર વનસ્પતિ નથી, પરંતુ સાથે સાથે બૃહદ અને કઠણ છે. એમાં માત્ર સિદ્ધિની પ્રચુરતા ફૂલીફાલી નથી, પરંતુ તેમાં તપસ્યાની કઠોરતા ઉર્ધ્વગામી બની છે. આવી અભ્રભેદી સુદૃઢ અટલતાની વચ્ચે એક મધુર ફૂલ ખીલી રહ્યું છે, એ ફૂલની સુવાસ આપણને આકુળવ્યાકુળ કરી રહી છે. એ ફૂલ તે પેલો મૈત્રેયીનો પ્રાર્થનામંત્ર.

જ્યારે યાજ્ઞવલ્કયે ઘર છોડવાને વખતે પોતાની બંને પત્નીઓને પોતાનું સર્વસ્વ દાન કરવાનું જણાવ્યું ત્યારે મૈત્રેયીએ પૂછ્યું: "આ બધાંથી શું હું અમર થઈ શકીશ એ મને જણાવો." યાજ્ઞવલ્કયે કહ્યું: "ના, એ તો ન થાય; છતાં એટલું ખરૂં કે સાધનસંપત્તિવાળા મનુષ્યના જેવું તારું જીવન વીતાવી શકીશ. જેવી રીતે સંસારી લોકો પોતાનાં ઘરબાર, ઢોરઢાંખર અને અન્ન-વસ્ત્ર ઇત્યાદિ વડે લહેરથી દિવસો પસાર કરે છે, તેમ તમે પણ તમારા દિવસો સુખચેનમાં ગાળી શકશો."

તરત જ મૈત્રેયીએ કહ્યું: "**येनाहं नामृता स्याम् किमहं तेन कुर्याम्**— જે વડે હું અમર ન થાઉં તેનું મારે શું કામ?" આ કાંઇ કોઈ કઠોર જ્ઞાનની વાત

નથી, તેમજ કયું નિત્ય અને કયું અનિત્ય એ વિષે વિચાર દ્વારા કે ધ્યાન દ્વારા તેમણે વિવેકપુરઃસર આ વેણ કહ્યાં નથી. તેમના મનમાં એક એવો કસોટીનો પત્થર હતો જેના ઉપર સંસારનાં સઘળાં ઉપકરણોને ઘસીને તેઓ કહી શકયાં: "મારે જે જોઇયે તે આ તો નહિ જ."

ઉપનિષદના બધાય પુરુષ ઋષિઓની જ્ઞાનગંભીર વાણીની વચ્ચે એક માત્ર આ સ્રીકંઠનું આ એકજ વાકય ધ્વનિત થઇ રહ્યું છે, અને એ ધ્વનિ હજીયે વિલીન થઇ ગયો નથી! તેના મેઘમન્દ્ર શાંત સ્વરમાં કોઇ અપૂર્વ અશ્રુપૂર્ણ માધુર્ય હજીયે આપણે અનુભવી શકીએ છીએ. ઉપનિષદમાં અનેક સ્થળે અનેક રીતે માનવમાં રહેલા પુરુષનો આપણે પરિચય પામ્યા હતા, ત્યાં એકાએક દૂરના એક ખૂણામાં આપણને જણાયું કે માનવમાં જે નારી રહેલ છે તેનું સૌન્દર્ય પણ ચારે બાજુ વ્યાપ્ત થયેલું છે.

આપણી આંતરપ્રકૃતિની અંદર એક નારી રહેલી છે. આપણે તેની પાસે આપણો સર્વ સંચય રજુ કરીએ છીએ. ધન આણીને આપણે તેને દઈએ છીએ, ખ્યાતિ આણીને આપણે તેને સોંપીએ છીએ. આપણામાં રહેલો પુરુષ સમસ્ત જીવન પ્રાણપર્યંત શ્રમ કરીને કયાં કયાંથી કેટકેટલું આણે છે, અને પેલી સ્રીને જણાવે છે: આ બધાંથી તું ઘર માંડ, અને સુખથી રહે. આપણા અંતરની તપસ્વિની હજીયે સ્પષ્ટપણે જણાવી શકતી નથી, કે આથી મારું કશુંજ વળનાર નથી. તેને મનમાં થયાં કરે છે કે કદાચ હું જે ઇચ્છું છું તે જ આ છે. આમ છતાંય તે બધુંજ પામી છે એ રીતે તેનું મન માનતું

નથી. નારી વળી વિચારે છેઃ કદાચ પામવાનું પરિમાણ હજીયે વધારવું પડશે, હજીયે પૈસા વધારે જોઈશે, ખ્યાતિ જોઈશે, શક્તિની વિશેષ જરૂર પડશે. પરંતુ આ 'હજીયે વધારે' નો અંત આવતો નથી. વાસ્તવિક રીતે તેને જોઈએ છે અમૃત અને આ બધાં ઉપકરણો કાંઈ અમૃત તો નથી એ તેને એક દિવસ સમજાઈ જ જવાનું છે. કોઈ એક દિવસ કોઈ શુભ પળે સમસ્ત જીવનના ઢગેઢગ સંચયને વાળી ઝૂડીને સાફ કરી દઈને જણાવવું પડશેઃ **येनाहं नामृता स्याम् किमहं तेन कुर्याम् !**

પરંતુ મૈત્રેયીએ જ્યારે કહ્યું કે જે વડે હું અમર ના થાઉં તેનું મારે શું કામ, ત્યારે તેનો ખરો અર્થ કયો સમજવો?અમર થવું એટલે શું આ પાર્થિવ શરીરને અનંતકાળ સુધી ટકાવી રાખવું એ ગણાય? કે મૃત્યુ પછી કોઈ રીતે જન્માંતરમાં કે અવસ્થાંતરમાં ટકી રહેવું તે? મૈત્રેયીએ શરીરની અમરતા ઇચ્છી નહોતી અને આત્માની નિત્યતા વિષે તેની કોઈ અવળી ધારણા ન હોતી, એ વાત તો ચોખ્ખી છે. ત્યારે તેણે જે અમરતા વાંછી તે કયા પ્રકારની?

તેણે જણાવ્યું કે સંસારમાં આપણેએકમાંથી બીજામાં પસાર થઈએ છીએ, ક્યાંય સ્થિર રહી શકતાં નથી. આપણા મનના વિષયો સરી જાય છે, મન પણ સરી જાય છે. જેને આશરે આપાણું ચિત્ત ટકે છે તેનો જ્યારે ત્યાગ કરીએ છીએ, ત્યારે તે વિષે આપણું મૃત્યુ થાય છે. આ પ્રમાણે એક મૃત્યુમાંથી બીજા મૃત્યુમાં આપણે ક્રમશઃ જઈજ રહ્યાં છીએ અને આ પરંપરાનો કોઈ અંત જણાતો નથી.

આમ છતાંય આપણું મન એવું કાંઇક મેળવવા ઝંખે છે, જેમાંથી પોતે ચળી શકે નહિ, જે પામ્યાથી

તે જણાવી શકે કે બસ, હવે મારે બીજી કશી વસ્તુની જરૂર નથી. આ વસ્તુ મળી કે પછી તાણાતાણ રહે નહિ. અને આમ થાય તો જ મૃત્યુના હાથમાંથી બચી જવાય! એવો કયો માનવ કે કયું ઉપકરણ છે જે પામ્યે આપણે કહી શકીએ, બસ, હવે મારું ચિર જીવનનું ભાતું મળી ગયું, હવે કશું જ જોઇતું નથી!

આથી જ પોતાના સ્વામીએ ત્યજેલી સઘળી સંપત્તિને ઠોકર મારીને મૈત્રેયીએ કહ્યું: આ બધું લઇને હું શું કરીશ? મારે તો અમૃત જોઇએ છે!

ઠીક ત્યારે, ઉપકરણ તો અમૃત નથી! તો હવે અમૃત શામાં છે? તેની આપણને ખબર છે. આ પૃથ્વીમાં તેનો બીલકુલ સ્વાદ પામતાં નથી તેમ નથી. જો એ સ્વાદ પામતાં ન હોત તો તેને માટે આટઆટલી રડારોળ ન હોત! સંસારના પ્રત્યેક વિષયમાં આપણે કેવળ તેનેજ શોધી રહ્યાં છીએ, કારણ કે ક્ષણે ક્ષણે તે આપણને સ્પર્શી જાય છે.

મૃત્યુની વચ્ચે અમૃતનો આ સ્પર્શ આપણને ક્યાં થાય છે? જ્યાં આપણો પ્રેમ હોય છે ત્યાં. આ પ્રેમમાં આપણને અનંતનો આસ્વાદ મળે છે. સીમાની વચ્ચે અસીમનું વાતાવરણ ખડું કરીને તે પુરાતનને નવીન કરે છે અને મૃત્યુનો કોઈ રીતે સ્વીકાર કરતો નથી. આ સંસારના જૂજવા વિષયોમાં પ્રેમનો આભાસ મળતાં જ આપણે મૃત્યુથી અતીત જે પરમ પદાર્થ છે તેનો પરિચય મેળવીએ છીએ અને તેમનું સ્વરૂપ પ્રેમસ્વરૂપ છે તે સમજી શકીએ છીએ. જ્યારે આ પ્રેમને જ પરિપૂર્ણપણે પામવાની આપણા અંતરાત્મામાં સાચી તાલાવેલી

જાગે, ત્યારે બધાં ઉપકરણોને સહેલાઈથી ફગાવી દઈ ને આપણે કહી શકીએ, **येनाहं नामृता स्याम् किमहं तेन कुर्याम् !**

જ્યારે આ વાણી એક રમણીના મુખેથી નીકળી છે, ત્યારે તે કેવી સ્પષ્ટ, કેવી સત્ય અને કેવી મધુર બની ગઈ છે ? બધાય વિચારો અને બધી દલીલો છોડી દઈને કેવા સહજ ભાવે તેનો ધ્વનિ નીકળે છે ?

" અરે, મારે તો નથી જોઈતાં ઘરબાર કે નથી જોઈતાં ધનમાલ. મારે તો જોઈએ પ્રેમ, " – કેવું આતુર ક્રંદન !

મૈત્રેયીનું આ ક્રંદન જે રીતે પ્રાર્થનાના રૂપમાં પરિણમ્યું તેવી આશ્ચર્યકારક પરિપૂર્ણ પ્રાર્થના ક્યાંય આ જગતમાં સાંભળી છે ? સમસ્ત માનવહૃદયની આ એકજ પ્રાર્થના આ રમણીના વ્યાકુળ કંઠ દ્વારા ચિરંતન કાળને માટે વાણી રૂપે પ્રગટી છે.

આપણામાંના દરેકની પણ આજ પ્રાર્થના છે અને વિશ્વમાનવના વિરાટ ઇતિહાસમાં યુગે યુગે એજ ઉચ્ચારાતી આવી છે.

**येनाहं ना मृता स्याम् किमहं तेन कुर्याम्** ,એમ વેગપૂર્વક કહીને તે બ્રહ્મવાદિની નારી કેવી તરતજ હાથજોડીને ખડી થઇ ગઇ અને પોતાનું આંસુથી તરબોળ થયેલું મુખ આકાશ તરફ ફેરવીને બોલી ઊઠી:

**असतो मा सद्गमय, तमसो मा ज्योतिर्गमय, मृत्यो र्माऽमृतं गमय – आविरावीर्मएधि रुद्र, यत्ते दक्षिणं मुख तेन मां पाहि नित्यम् ?**

ઉપનિષદમાં પુરુષોને કંઠેથી આપણે અનેક ગંભીર ઉપલબ્ધિઓની વાતો પામીએ છીએ, પરંતુ આવી

ગંભીર એક પ્રાર્થના તો પેલી સ્ત્રીને કંઠેથી મળી ! આપણે ખરેખર શું વાંછીએ છીએ ને શું નથી વાંછતા તેની એકાગ્ર અનુભૂતિ પ્રેમાતુર એક રમણીહૃદયમાંથી અત્યંત સહજ ભાવે પ્રગટી છે.

હે સત્ય, સઘળાં અસત્યોમાંથી મને તમારામાં ઉત્તીર્ણ કરો, નહિ તો મારો પ્રેમ ઉપવાસી રહેશે; હે જ્યોતિ, ગાઢ અંધકારમાંથી મને તમારામાં લઇ જાઓ, નહિ તો મારો પ્રેમ કારાવાસમાં રુંધાઈ જશે; હે અમૃત, નિરંતર મૃત્યુની વચ્ચેથી મને તમારામાં લઇ લ્યો, નહિ તો મારો પ્રેમ પાસે આવેલી રાત્રિના પથિકની જેમ આશ્રય વગરનો થઇને ચારે બાજુ અથડાયાં કરશે ! હે પ્રકાશ, તમે મારી પાસે પ્રગટો તો જ મારો સઘળો પ્રેમ સાર્થક થાય ! **आवि रावीर्म एधि**, – હે પ્રકાશ, તમે તો છો ચિરપ્રકાશ, પરંતુ એક વાર તમે મારા બનો, મારા થઈને તમે પ્રકાશો, મારામાં તમારો પ્રકાશ પૂર્ણ થાઓ ! હે રુદ્ર, હે ભયાનક, તમે પાપરૂપી અંધકારમાં વિરહભાવે દુઃસહ રુદ્ર છો, **यत्ते दक्षिणं मुखम्**, તો તમારું જે પ્રસન્ન સુંદર મુખ છે, જે પ્રેમનું મુખ છે, તે મને દર્શાવો. **तेन मां पाहि नित्यम्** ,– તમારા તે મુખવડે, તેનાં દર્શનથી મારું રક્ષણ કરો, મને બચાવો. તમારો પ્રેમનો પ્રકાશ, તમારી પ્રસન્નતાજ મારું અનંતકાળનું પરિત્રાણ છે.

હે તપસ્વિની મૈત્રેયી, સંસારનાં ઉપકરણોથી પીડા પામતા હૃદયમાં તમારાં પવિત્ર ચરણો સ્થાપીને આજે આવો, તમારી તે અમૃતની પ્રાર્થના તમારે મૃત્યુહીન મધુર કંઠે મારા હૃદયમાં ઉચ્ચારો, નિત્યકાળને માટે કેમ કરીને રક્ષણ અપાય તે વિષે મારા મનમાં લેશમાત્ર સંદેહ રહે નહિ !



# નિષ્ઠા

## (૧)

**જ્યારે** આપણી સામે સિદ્ધિની આછી ઝાંખી થતી જાય છે ત્યારે તેના આનંદમાં આપણે તણાઈ જઈએ છીએ. તે વખતે આપણને રોકવાની કોની મગદૂર હોય! તે વખતે આપણો થાક, આપણી દુર્બળતા ક્યાંય ચાલ્યાં જાય છે.

પરંતુ સાધનાની શરૂઆતમાં તો સિદ્ધિની મૂર્તિ દૂર દૂરથી પણ નજરમાં આવતી નથી. અને માર્ગ કાંઈ ઓછો સુગમ હોય છે! તેવે વખતે આગળ ધપવું કોને જોરે?

એવે વખતે આપણને આગળ ધપાવવાની જવાબદારી જે માથે લે છે તે નિષ્ઠા છે. જ્યારે ભક્તિ જાગી હોય, હૃદય પૂર્ણ થયું હોય, ત્યારે તો કશીજ ચિંતા ન હોય! તે વખતે માર્ગ આપણને આકરો લાગતો નથી, જાણે કે ઉડું ઉડું થઇ રહીએ છીએ. પરંતુ જ્યારે ભક્તિનો ઉદય થયો ન હોય, હૃદય શૂન્ય હોય, તેવા અત્યંત મુશ્કેલીવાળા સમયમાં આપણને કોની સહાય હોઈ શકે!

તે વખતે આપણું જો કોઇ એક માત્ર સહાયક હોય તો તે છે નિષ્ઠા. શુષ્ક ચિત્તના મૃતભારને ઊપાડીને તે આગળ ધપે છે.

જેમને રણમાં મુસાફરી કરવી હોય છે તેઓ ઊંટને વાહન તરીકે લે છે. આ વાહન છે અત્યંત સબળ અને મજબૂત, એને ન મળે કોઈ જાતના મોજશોખ. ખાવાનું ન મળે તોય એ ચાલ્યાં કરે, પાણી ન મળે તોય ચાલ્યાં કરે. ચારે બાજુ રેતી ધખધખી રહી હોય તોય નિઃશબ્દ રીતે એ તો ધખ્યેજ રાખે. કદાચ એવો સમય આવી પહોંચે જ્યારે સામે રણનો છેડો જણાય નહિ, મૃત્યુ સિવાય બીજો કોઇ ઉપાય સૂઝે નહિ, ત્યારે પણ ઊંટ તો ચાલ્યાં જ કરે.

આવી રીતે આસપાસની શૂન્યતામાંથી, શુષ્કતામાંથી કાંઈ પણ ખાધાપીધા વિના આપણને જે આગળને આગળ ધપાવે રાખે છે તે નિષ્ઠા છે. નિષ્ઠામાં એવી અજબ પ્રાણશકિત છે કે નિંદા કે ગ્લાનિ ભર્યા માર્ગમાંથી પણ તે પોતાનો ખાદ્ય રસ સંઘરી લઈ શકે છે. જ્યારે રણના વાયરાનો મૃત્યુમય ઝંઝાવાત ઉત્પન્ન થઇને આપણી સામે ધસી આવે છે, ત્યારે તે નિષ્ઠા ધૂળનાં ઢગેઢગ ઉપર માથું નમાવીને તોફાનને પોતાના માથા ઉપર થઈને ચાલ્યું જવા દે છે. નિષ્ઠાના જેવું ધીર, સહિષ્ણુ અને નિરંતર પ્રયત્તશીલ બીજું શું હોઈ શકે ?

ચારેબાજુ ઉજ્જડ કંટાળાભર્યું વેરાન હોય, અને વચ્ચે વચ્ચે કલ્પનાનું મૃગજળ માર્ગમાંથી લલચાવવા આવે. સાર્થકતાનું કોઈ ચિહ્ન ક્યાંય જણાય નહિ. મનમાં થાય કે જાણે કાલે જ્યાં હતાં ત્યાં જ આજે પણ છીએ. મનને એકાગ્ર કરવા

જઈએ ત્યાં તે છટકી જાય; હૃદયને પોકારી પોકારીને બોલાવીએ પણ તેનો ઉત્તર ન મળે. મનમાં થયાંજ કરે કે ફોગટ ઉપાસનાના પ્રયાસોમાં દુઃખી થાઉં છું. પરંતુ એ વ્યર્થ ઉપાસનાનો ભયંકર ભાર વહન કરતી નિષ્ઠા પ્રત્યેક દિવસ આગળ ને આગળ વધ્યેજ જાય છે, દિવસ ને રાત, રાત ને દિવસ કાંઈ જ ગણકારતી નથી.

નિષ્ઠા તો આગે ને આગે ધપ્યેજ જાય છે. દિવસે દિવસે લક્ષ્ય સ્થળ કાંઈક ને કાંઈક પાસે આવી રહ્યું છે તેમાં તો સંદેહ નથી. એટલામાં તો એકાએક ભક્તિનું હરિયાળું ઉદ્યાન (oasis) જણાય છે. દૂર દૂર સુધી પ્રસરેલી દગ્ધ કરતી શુષ્કતાની વચ્ચે કેવી મીઠાં મીઠાં ફળવાળી ખજુરકુંજોની સુસ્નિગ્ધ શ્યામલ ભૂમિ ! ત્યાં પેલી એકાંત છાયામાં ઠંડા પાણીનું ઝરણું વહી રહ્યું છે. શીતળ જળ પીને, તેમાં સ્નાન કરીને, અને છાંયડામાં વિસામો લઈને વળી પાછાં માર્ગે પળીએ છીએ. પરંતુ ભક્તિની એ મધુરતા, એ શીતલ સરસતા કાંઈ ઓછી સાથે આવવાની હતી ! વળી પાછી પેલી કઠણ શુષ્ક અશ્રાંત નિષ્ઠાજ આપણી સાથી થાય છે. નિષ્ઠાનો એક ગુણ છે કે જો કોઈ સુયોગે તે એકવાર ભક્તિનું જળ પીવા પામે તો દિવસો સુધી પોતાના ગુપ્ત આધારમાં તેને સાચવી રાખી શકે છે. અત્યંત નીરસતાના દિવસોમાં તેની પિપાસનો તે એકજ આધાર હોય છે.

જેમને સાધના દ્વારા પામી શકાય તેમના તરફની ભક્તિનેજ આપણે ભક્તિ કહીએ છીએ, પરંતુ નિષ્ઠા

છે એ સાધના તરફની ભક્તિ. આવી કઠોર કઠણ શુષ્ક સાધનાજ નિષ્ઠાના પ્રાણનું ધન છે. આમાં તેનો એક ગભીરતર આનંદ રહ્યો છે. એ આનંદ એક પ્રકારનો અહેતુક પવિત્ર આનંદ હોય છે. આ વજ્રસમ આનંદથી તે ભલભલી નિરાશાને દૂર કરે છે, અને મૃત્યુથી પણ ડરતી નથી. આવી આપણી રણભૂમિની એક માત્ર સાથી નિષ્ઠા જ્યારે આપણને માર્ગને છેડે પહોંચાડે છે, ત્યારે તે આપણને ભક્તિને સોંપી દે છે અને પોતે ભક્તિની દાસી બનીને કયાંય છૂપાઇ જાય છે. તેને ન મળે કોઈ અહંકાર, ન મળે કોઈ માગણી ! સાર્થકતા મળી કે પોતાને નેપથ્યમાં રાખવામાં જ તે સુખ માને છે.

( ૨ )

**આ** નિષ્ઠા આપણને કેવળ શુષ્ક, કઠણ માર્ગે અવિશ્રાંત પરિશ્રમે ઘસડી જનારી નથી, પરંતુ તે આપણને વારંવાર સાવધ કરી દેનારી છે. દરરોજ એકના એક કામથી આપણામાં શિથિલતા અને બેપરવાઇ આવતાં જાય છે. નિષ્ઠા આપણને કદાપિ ભૂલતી નથી, તે આપણને ધકેલતી જણાવે છે કે આ શું થઇ રહ્યું છે, આમ કેમ. તે આપણને યાદ દેવરાવે છે કે જો ઠંડકમાં આગળ નહિ વધો તો તાપને વખતે કષ્ઠ વેઠવાં પડશે. તે જણાવે છે કે તમારા જળના પાત્રનાં છિદ્રને વાટે પાણી ટપકી રહ્યું છે, તો તરસ લાગશે ત્યારે શું કરશો.

આખો દિવસ આપણે કેટલીયે રીતે શક્તિનો કેટલો અપવ્યય કરીએ છીએ તેનો હિસાબ કયાં છે ! વાણીનાં કેટલાં ચુંથણાં, કામની કેટલી જંજાળ ! આવે વખતે

નિષ્ઠા આપણને એકદમ સ્મરણ કરાવે છે કે ભાઇ, જેને વિષે તું આટલો બધો બેપરવા રહે છે, તે વસ્તુ ઘણી જરૂરની છે. સહેજ ચુપ થઈ જા, શાંતિથી બેસ; તાણી તાણીને બોલ મા, આટલા રુઆબથી ચાલ મા. ભાઇ, જે પાણીને પીવા માટે આટલી કાળજીથી સંઘરવું પડે છે, તેમાં નકામો પગ બોળ મા! કોઇવાર આપણે બધું જ ભૂલી જઇને કોઈ એક નજીવી બાબતમાં ડબકડોઇયાં થઈ જઇએ છીએ, તેવે વખતે પણ પેલી નિષ્ઠા આપણને ચેતાવે છે કે આ શા ઉધામા! નિષ્ઠા આપણી છાતી સરસી જડાઈ ગઈ છે, તેની નજર ચૂકવે એવું કશું જ નથી!

સિદ્ધિ થવાની પાસે હોય ત્યારે પ્રેમની સહજ પ્રજ્ઞા પ્રગટે છે અને તે વેળા માત્રાનો બોધ આપમેળે થાય છે. જેવી રીતે સહજ કવિ સહેલાઈથી છંદનું રક્ષણ કરી શકે છે, તેવી રીતે આપણે જીવનને સહજ ભાવે અથથી ઇતિ સુધી સૌંદર્યમાં વિશુદ્ધ રૂપે નિયત કરી શકીએ છીએ. તે વખતે સ્ખલન થવું ભારે છે. પરંતુ જ્યારે ખાલી થઇ જવાના દિવસો આવે છે, જ્યારે તે આનંદની સહજ શક્તિ રહેતી નથી. ત્યારે પદે પદે યતિભંગ થાય છે; જ્યાં રોકાવાનું હોય નહિ ત્યાં આળસ આવી જાય છે, જ્યાં રોકાવું જરૂરી હોય ત્યાં આવેગને સમાલી શકતા નથી! તેવે વખતે પેલી કઠોર નિષ્ઠાજ આપણી એક માત્ર સહાયક બને છે. તેને ન મળે ઊંઘ, એ તો સદાય જાગતી! તે કહે છે: “આ શું? તમારા પર આવેશની લાલિમા છવાઈ ગઈ! પોતાને કાંઈક વધારે પડતું બતાવવાનો આ પ્રયત્ન કે? તમારી સ્મૃતિમાં શત્રુતાનો ડંખ રહી જ ગયો! શાનો આ એકાએક ક્ષોભ, આ તરવરાટ!

આ રાતે સૂઇ જવા જાઓ છો, આ પવિત્ર નિર્મળ નિદ્રાને ખોળે પોઢવા જાઓ છો, તોય ક્યાં છે તમારા અંતરમાં શાંતિ, ક્યાં છે ચેન!"

સાધનાના દિવસોમાં નિષ્ઠાનો આવો નિત્ય સાવધાનીનો સૂર આપણો સૌથી મોટો આનંદનો વિષય છે. આ નિષ્ઠાની સદાસર્વદાની જાગ્રતિની જેટલી આપણને વિશેષ જાણ થાય, તેટલો આપણા હૃદયમાં આરામ રહે છે. કદાચ કોઈ દિવસ કોઈ દુર્ભાગ્યને વખતે તે ન જણાય તો વિપત્તિ ગણીએ છીએ. આપણા પરમ સુહૃદના અભાવમાં આ નિષ્ઠાજ આપણા પરમ સુહૃદનું કામ કરે છે. તેની કઠોર મૂર્તિ પ્રતિદિન આપણી પાસે શુભ્ર સૌંદર્યમાં પ્રદીપ્ત થતી જાય છે. એ ચાંચલ્ય-વર્જિત ભોગવિરત પુણ્યશ્રી તપસ્વિની આપણી શૂન્યતામાં શક્તિ, શાંતિ અને જ્યોતિ પ્રગટાવીને આપણા દારિદ્ર્યને રમણીય કરી મૂકે છે.

જ્યારે કૉલંબસનો વિશ્વાસ પોતાના લક્ષ્યસ્થાન ભણી સુદૃઢ થયો ત્યારે તે નિષ્ઠાએ જ તેઓને પથચિહ્નહીન અપરિચિત સમુદ્રને માર્ગે દરરોજ ટકાવી રાખ્યા હતા. તેમના નાવિકોમાં તે વિશ્વાસ દૃઢ ન હતો, અને સમુદ્રની મુસાફરી તરફ તેમનામાં નિષ્ઠા પણ ન હતી. દરરોજ બહારથી કોઇ સફળતાનું ચિહ્ન જોવા માટે તેઓ આતુર રહેતા. આથી કાંઈયે ન જણાય ત્યારે તેઓ ઢીલા થઇ જતા. પરિણામે જેમ જેમ દિવસો જવા લાગ્યા તેમ તેમ સમુદ્રનો પણ અંત જણાયો નહિ અને તેમનું અધૈર્ય તેમ તેમ વધતું ચાલ્યું. તેમણે બળવાની તૈયારી કરી, ચાલ્યા જવાનું જણાવ્યું. આમ છતાંય કૉલંબસની નિષ્ઠા

કાંઇ પણ બાહ્ય ચિહ્નો પામ્યા વિના શાંતિથી આગળ ધપતી હતી. છેવટે નાવિકોની ધીરજનો પણ અંત આવી ગયો હતો, અને જહાજને વાળવાના વિચારમાં તેઓ હતા ! એટલામાં તો ચિહ્ન જણાયાં, તીર પાસે જ છે તેનો સંદેહ રહ્યો નહિ ! અને તે વખતે બધાંયના આનંદનો પાર રહ્યો નહિ, બધાંય ઉત્સાહ પૂર્વક આગળ વધવા લાગ્યાં. કૉલંબસ-ને તેમણે પોતાનો બંધુ કહ્યો, તેને ધન્યવાદ આપ્યા !

આમ સાધનાની પ્રથમ અવસ્થામાં કોઈ સહાય કરતું નથી. બધાં જ આશંકાઓ ઊભી કરે છે, બધાં જ અડચણો નાંખે છે, અને બહાર પણ એવાં કોઇ સ્પષ્ટ ચિહ્ન જણાતાં નથી જેને આપણે સાચા વિશ્વાસથી સ્પષ્ટ પ્રમાણો તરીકે પોતાની કે બીજાઓની આગળ રજુ કરી શકીએ.

એવે સમયે ભરદરિયે ચારે બાજુનાં સંદેહ ને વિરોધોની વચ્ચે નિષ્ઠા એક પળ પણ આપણો ત્યાગ ન કરો. જ્યારે કિનારો પાસે આવશે, જયારે તીરનાં પંખી તારા સઢના થંભ પર આવીને બેસશે, જ્યારે તટનાં ફૂલ સમુદ્રનાં તરંગો પર નૃત્ય કરશે, ત્યારે ધન્યવાદની ને અનુકૂળતાઓની ખામી નહિ રહે. પરંતુ ત્યાં સુધી તો પ્રત્યેક દિવસ એજ નિષ્ઠા,—એજ નૈરાશ્યજયી નિષ્ઠા, એજ આઘાત સહિષ્ણુ નિષ્ઠા, એજ બાહ્ય ઉત્સાહની પરવા વગરની નિષ્ઠા; એજ અવિચલિત નિષ્ઠા—એ નિષ્ઠા કોઈ રીતે કોઈ કારણે આપણો ત્યાગ ન કરો ! જહા-જના હોકાયંત્ર તરફ એ નિષ્ઠાની સદાય નજર રહો, સુકાન ઝાલીને એ સદાય જાગતી રહો !



# મંત્રનું બંધન

વીણાનો કોઈ તાર પિત્તળનો, કોઇ તાર પોલાદનો, કોઈ તાર જાડો, કોઈ તાર ઝીણો હોય છે. કોઈ તાર મધ્યમ સૂરમાં બાંધવામાં આવે છે, કોઇ પંચમમાં બાંધવામાં આવે છે. પરંતુ તારને બાંધ્યા વિના ચાલે નહિ, કારણ કે તેમાંથી કોઇ એક વિશુદ્ધ સૂર છેડવાનો હોય છે.

આ જગતમાં ઇશ્વરની સાથે આપણે કોઈ વિશેષ સંબંધ સ્થાપવાનો હોય છે; કોઈ એક વિશેષ સૂર જગવવાનો હોય છે.

ચરાચર વિશ્વના આ વિરાટ વિશ્વસંગીતમાં સૂર્ય, ચંદ્ર, તારા, ઔષધિ, વનસ્પતિ અને બધાંય પોતપોતાનો વિશેષ સૂર બજાવી રહ્યાં છે. ત્યારે શું માનવ–જીવને પણ આ ચિર–ઉદ્ગીત સંગીતમાં પોતાના સૂર બજાવવાના નથી ?

પરંતુ હજી યે આ જીવનને તાર માફક બાંધ્યું નથી, હજી યે તેમાંથી કોઇ ગાનનો આવિર્ભાવ થયો નથી. આપણાં જીવન મૂળ સૂરથી વિચ્છિન્ન થઇ જઈને અનેક પ્રકારની તુચ્છતામાં અકૃતાર્થી થઈ રહ્યાં છે. ગમે તે રીતે પણ તેમાંથી કોઈ એક નિત્ય સૂરને ધ્રુવ બનાવવો જ જોઇશે.

ત્યારે, તારને બાંધવો શી રીતે?

ઇશ્વરની વીણામાં બાંધવાનાં સ્થળ ઘણાંય છે, તેમાંથી ગમે તે એક નક્કી કરી લેવું પડશે.

મંત્ર એ આ રીતનું એક બંધન છે. મંત્રના આધારે આપણે મનનના વિષયને મનની સાથે જોડી રાખી શકીએ છીએ. આ જાણે કે વીણાની ખૂંટીના જેવી વાત થઈ. આમ કરવાથી તાર જરૂર પૂરતો બંધાય છે, છટકી જતો નથી.

લગ્ન વખતે સ્રી પુરુષનાં કપડાંમાં ગાંઠ વાળવામાં આવે છે અને તે સાથે મંત્ર પણ ભણવામાં આવે છે. તે મંત્ર મનમાં પણ ગ્રંથિ બાંધે છે.

ઈશ્વરની સાથે આપણે ગ્રંથિ બાંધવાનું જે પ્રયોજન છે તેમાં મંત્ર મદદ કરે છે. આ મંત્રને આધારે આપણે તેમની સાથેનો એક વિશેષ સંબંધ ચોક્કસ કરી શકીએ છીએ.

આવો એક મંત્ર છે—**पिता नोऽसि.**

જીવનને આ સૂરે બાંધવાથી આપણા બધાય વિચારોમાં, આપણાં સઘળાં કર્મોમાં એક વિશેષ રાગિણી વાગી ઊઠે છે. હું તેમનો પુત્ર છું એ મંત્ર મૂર્તિમાન થઈને આપણા સમસ્તમાં એ જ વાત પ્રકટ કરશે કે હું તેમનો પુત્ર છું.

આજે આપણે કાંઈજ પ્રગટ કરતા નથી. ખાવામાં, કામમાં અને આરામમાં સમય ચાલ્યો જાય છે. પરંતુ અનંત કાળમાં, અનંત જગતમાં આપણા પિતા છે તેવું

કોઈજ લક્ષણ જણાતું **નથી.** હજી ય અનંતની સાથે આપણી કોઇ ગ્રંથિ બંધાઈ નથી.

આજે આ મંત્રથી આપણો જીવનનો તાર બાંધીએ. ખાતાં પીતાં, ઊઠતાં બેસતાં, જાગતાં ઊંઘતાં વારંવાર એ એક જ મંત્ર મનમાં વાગોઃ **पिता नोऽसि !** આપણા પિતા છે એ હકીકત જગતનાં બધાં માનવીઓ જાણો.

ભગવાન ઈસુ આ સૂરને પૃથ્વીમાં ઝણઝણાવી ગયા છે. તેમના જીવનની સાથે આ તાર એવે પાકે પાયે બાંધી દીધો હતો કે મરણ પર્યંતની સઘળી યંત્રણાઓએ કે દુઃસહ આઘાતોએ તેને લેશમાત્ર બેસુર બનાવ્યો નહિ. એ બોલતાજ હતાઃ **पिता नोऽसि !**

હે પિતા, હું તમારો પુત્ર છું એ સૂર બરાબર જગાવવો એ કાંઈ નાનીસૂની વાત નથી. કારણ કે, પુત્ર પિતાનો જ પ્રકાશ છે, **आत्मा वै जायते पुत्रः.** સંતાનમાં પિતાજ સ્વયં સંતત થાય છે. જો તમારી અપાપવિદ્ધ આનંદમય પરિપૂર્ણતાને વ્યક્ત કરી ન શકાય તો **पिता नोऽसि** એ સૂરનો રણકાર થશે શી રીતે ?

તેથીજ મારી પ્રત્યેક દિવસની એજ પ્રાર્થના હો : **पिता नो बोधि, नमस्तेऽस्तु.**



---

**तदेतत् सत्यं तदमृतं तद्वेद्धव्यं सोम्य विद्धि ।**

"તેઓ સત્ય છે, તેઓ અમૃત છે, તેમને ભેદવા જોઈશે; હે સૌમ્ય, તેમને ભેદો."

**धनुर्गृहीत्वौपनिषदं महास्त्रम्—**

"ઉપનિષદમાં જે મહાન અસ્ત્ર ધનુષની વાત આવે છે તે ધનુષને ગ્રહણ કરીને,"—

**शरं ह्युपासानिशितं सन्धयीत—**

"ઉપાસના દ્વારા તીક્ષ્ણ શરનું અનુસંધાન કરો!"

**आयम्य तद्भावगतेन चेतसा लक्ष्यं तदेवाक्षरं सोम्य विद्धि ।**

"તેમાં તન્મય થયેલ ચિત્ત વડે ધનુષ ખેંચીને લક્ષ્ય રૂપી તે અક્ષર બ્રહ્મને ભેદો."

**આ** ઉપમા ઘણી સરળ છે. જ્યારે શુભ્ર સબળ શરીરવાળા આર્યો પ્રાચીન ભારતવર્ષનાં ગહન અરણ્યોમાં પેઠા હશે, જ્યારે હિંસક પશુઓ અને હિંસક દસ્યુઓની સાથે તેમનો પ્રાણાંત સંગ્રામ ચાલતો હશે, ત્યારે અરણ્યમાં રહેતા ટંકારથી ટેવાઇ ગયેલા કવિને માટે તદ્દન યોગ્ય આ ઉપમા નથી શું!

આ ઉપમામાં જેવી સરળતા છે તેવી પ્રબળતા પણ છે. બ્રહ્મને ભેદવાની વાતમાં લેશમાત્ર ક્ષોભ જણાતો નથી. જ્યાં લગી પ્રકૃતિની નરી સરળતા અને ભાવનો

એકાગ્ર વેગ એક સાથે મળે નહિ, ત્યાં સુધી આવું દૃઢ વાક્ય ઉચ્ચારવાની કોઈની પણ જીગર ચાલે નહિ. જેઓએ પ્રત્યક્ષ અનુભૂતિ દ્વારા બ્રહ્મની સાથે અંતરંગ ઘનિષ્ઠ સંબંધ સાધ્યો હોય, તેઓજ આવી સાહસભરી ઉપમા, આટલી સરળ રીતે, આવા પ્રબળ ભાવે, ઉચ્ચારી શકે. જેમ વ્યાઘ્રને માટે મૃગ પ્રત્યક્ષ લક્ષ્ય છે, તેમ આત્માનું અનન્ય લક્ષ્ય બ્રહ્મ છે. **तद्देवाक्ष्यं सोम्य विद्धि,**—તે બ્રહ્મને ભેદવાજ જોઈશે! **अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत्,**— પ્રમાદ રહિત બનીને તેમનો ભેદ કરો; જેમ બાણ લક્ષ્ય સ્થળમાં ભોંકાઈ જઈને તેનાથી ઢંકાઇ જાય છે, તેમ બ્રહ્મમાં તન્મય થઇ જાઓ.

ઉપમા જેટલી સરળ છે, તેટલો તેનો વિષય ગંભીર છે. હાલમાં નથી તેવાં અરણ્યો, કે નથી એવાં ધનુષ બાણ; અત્યારે આપણાં નાનાં મોટાં શહેરો અનેક પ્રકારનાં અસ્ત્રશસ્ત્રોથી સુરક્ષિત છે. પરંતુ પેલા અરણ્યવાસી ઋષિકવિએ જે સત્યનું અનુસંધાન કર્યું હતું તે સત્ય આજના આપણા સભ્ય યુગને માટે પણ દુર્લભ છે. આધુનિક સભ્યતાએ પોતાનાં તોપ અને બંદુકથી ધનુષ બાણ ઉપર વિજય મેળવ્યો છે, પરંતુ એ કેટલાય સૈકાઓ પહેલાંના બ્રહ્મજ્ઞાનને પાછળ હડસેલી શકી નથી. બધાજ પ્રત્યક્ષ પદાર્થોમાં જે એકમાત્ર સત્ય રહેલું છે (**तदेतत् सत्यम्**), જેમાં અણુથી પણ અણુ (**यद् अणुभ्योणु च**) હોય છતાં બધાય લોકો અને તેમાં રહેનારાઓ સમાયેલા છે (**यस्मिन् लोका निहिता लोकिन श्च**), તે અપ્રત્યક્ષ ધ્રુવ સત્યને શિશુસમાન સરળ ઋષિકવિઓએ

ખૂબ નિશ્ચિત રૂપે જાણ્યું હતું. **तदमृतम,**—તેનેજ તેમણે અમૃત રૂપે ઉદ્‌ઘોષ્યું હતું અને પોતાના શિષ્યોને બોલાવીને કહ્યું હતુંઃ તેમનામાંજ તરબોળ થઇને તેમને ઉપાસો (**तद्‌भावगतेन चेतसा**), તેમને ભેદો, હે સૌમ્ય, ભેદો તેમને; અને તેમનામાં લક્ષ્યપ્રવિષ્ટ બાણની જેમ તન્મય થઈ જાઓ (**तद्देवाक्षरं सोम्य विद्धि । शरवत्तन्मयो भवेत् ।**)!

બધાંજ સાપેક્ષ સત્યોથી અતીત તે પરમ સત્યને કેવળ જ્ઞાન દ્વારા વિચારવું પણ સામાન્ય વાત ન ગણાય. એ જ્ઞાનના અધિકારી થવામાં ય એ અલ્પ આહાર કરનારા વિરલવસન સરલ પ્રકૃતિ વનવાસી પ્રાચીન આર્ય ઋષિઓની બુદ્ધિશક્તિની મહત્તા જણાઈ આવે છે.

પરંતુ ઉપનિષદનું આ બ્રહ્મજ્ઞાન માત્ર બુદ્ધિવૃત્તિની કોઇ સાધના નથી; કારણ કે બધાં સત્યોની પાર રહેલા જે સત્યને ઋષિઓએ એકમાત્ર સત્ય ગણ્યું છે, તે પ્રાચીન બ્રહ્મજ્ઞને માટે કેવળ કોઈ જ્ઞાનગમ્ય એક પ્રકારનું તત્વ માત્ર ન હોતું, પણ જેમ એકાગ્રચિત્ત વ્યાધના ધનુષમાંથી છૂટેલું બાણ પ્રબળ વેગથી પ્રત્યક્ષ અનુસંધાનપૂર્વક પોતાના લક્ષ્ય તરફ ગતિ કરે છે, તેમ એ બ્રહ્મર્ષિઓનો આત્મા પરમ સત્યમાં પ્રવેશીને તન્મય થવાને માટે આવેગપૂર્વક દોડતો હતો. એટલે કે તેમનું લક્ષ્ય માત્ર સત્યનું નિરૂપણ નહિ, પણ સત્યમાં સંપૂર્ણ આત્મસમર્પણ કરવાનું હતું.

કારણ કે, એ સત્ય કેવળ સત્ય ઉપરાંત અમૃત પણ છે. આપણા જ્ઞાનનું ક્ષેત્ર તેના અધિકારમાં છે તેથી કરીને નહિ, પરંતુ તેને આશરે આપણે છીએ તેમાંજ આત્માનું અમરત્વ છે. આથી કરીને તે અમૃત પુરુષ સિવાય આપણા આત્માની બીજી ગતિ હોઈ શકે નહિ. ઋષિઓએ પ્રત્યક્ષ રૂપે આ જાણ્યું હતું અને તેથીજ તેઓ જણાવી ગયા છે કે,—

**स यः अन्यम् आत्मनः प्रियं ब्रुवाणं ब्रूयात्,—**

એટલે કે, જે પરમાત્મા સિવાય બીજા કોઈને પોતાનું પ્રિય ગણે, તેનું પ્રિય નષ્ટ થાય, **प्रियं रोत्स्यतीति.**

જ્ઞાનની દૃષ્ટિથી જે સત્ય બધાં સત્યોમાં શ્રેષ્ઠ ગણાય તે જ આપણા આત્માને માટે બધાંય પ્રિયોમાં પ્રિયતમ હોઇ શકે;—

**तदेत प्रेयः पुत्रात, प्रेयो वित्तात्, प्रेयोऽन्यस्मात सर्वस्मात, अन्तरतरं यदयमात्मा।**

આ જે સૌથી અંતરતર પરમાત્મા છે તેઓ આપણા પુત્રથી પણ અધિક પ્રિય છે, વિત્તથી પણ અધિક પ્રિય છે, બીજાં બધાંથી પ્રિય છે. તેઓ કોઇ શુષ્ક જ્ઞાનમાત્ર નથી, તેઓ આપણા આત્માના પ્રિયતમ છે.

આધુનિક હિંદુ સંપ્રદાયમાંથી કેટલાક જો એમ જણાવે કે બ્રહ્મનો આશરો લઇને કોઇ ધર્મનું સંસ્થાપન થઇ શકે નહિ, એ તો કેવળ તત્વજ્ઞાનીઓની જ વાત હોઇ શકે, તો તેમને ઉપરનું આર્ષવાકય વિચારી

જવાનું કહું છું. એ કોઇ માત્ર વાકય નથી; જ્યાં સુધી પ્રીતિરસનું અત્યંત ગાઢ નિગૂઢ રૂપે આસ્વાદન ન કરી શકાય ત્યાં સુધી આવા ઉદાર ઉન્મુક્ત ભાવે, આવા સરળ સબળ કંઠે પોતાના પ્રિયના પ્રિયત્વની ઘોષણા કરવી સહેલી વાત નથી. બ્રહ્મર્ષિએ એ ઘોષણા કોઈ વ્યક્તિવિશેષને ઉદ્દેશીને કરી નથી, તેમણે એમ નથી કહ્યું કે તેઓ મારી પાસે મારા પુત્રથી પ્રિય, ધનથી પ્રિય, બધાંથી પ્રિય છે, પરંતુ તેમણે જણાવ્યું છે કે આત્માને માટે તેઓ બધાંયથી અંતરતમ છે, એટલે કે પ્રત્યેક જીવાત્માને માટે તેઓ પુત્રથી, ધનથી કે સર્વેથી પ્રિય છે. જ્યારે જીવાત્મા તેમની યથાર્થ રૂપે ઉપલબ્ધિ કરે ત્યારે સમજાઈ જાય કે તેઓના સિવાય વધુ પ્રિય બીજું કાંઈજ હોઇ શકે નહિ.

આથી કરીને આપણે જ્ઞાન દ્વારા કેવળ પરમાત્માને સત્ય રૂપે જાણીએ તેટલું પૂરતું નથી, તેમને હૃદય દ્વારા અમૃત રૂપે પણ અનુભવવા જોઈએ. તેમને સૌથી અધિક જાણવા જોઈએ, સૌથી અધિક ચાહવા જોઈએ. જ્ઞાનપૂર્વક અને પ્રેમપૂર્વક એક સાથે આત્માને બ્રહ્મમાં સમર્પણ કરવો, એ સાધના જ બ્રાહ્મધર્મની સાધના છે. આ સાધના **તદ્‌ભાવગતેન ચેતસા** કરવાની છે. આ કોઇ નીરસ તત્વ-જ્ઞાન નથી, પરંતુ ભક્તિપ્રતિષ્ઠિત ધર્મ છે.

ઉપનિષદના ઋષિ જ્યારે પ્રત્યેક જીવાત્માને માટે પરમાત્મા સૌથી વધારે પ્રીતિજનક જણાવે છે, ત્યારે તેનો ધ્વનિ શો સમજવો ? જો એમજ હોય તો આપણે તેમનો ત્યાગ કરીને કેમ ભમ્યાં કરીએ છીએ ? એક દૃષ્ટાંત દ્વારા આનો અર્થ સમજાવવા પ્રયત્ન કરું.

જ્યારે કોઈ રસજ્ઞ વ્યક્તિ એમ કહે કે કાવ્ય-રસને ઊતારવામાં વાલ્મીકિ શ્રેષ્ઠ કવિ છે, ત્યારે એમ નથી સમજવાનું કે કેવળ તેમની પાસે જ વાલ્મીકિનો કાવ્યરસ સૌથી વધુ ઉપાદેય છે. તેમનું કહેવાનું એ છે કે બધા જ પાઠકોને માટે એમનો કાવ્ય રસ સર્વશ્રેષ્ઠ છે, કારણ કે માનવપ્રકૃતિ એ પ્રકારની છે. પરંતુ કદાચ કોઈ અભણ ગ્રામ્ય માણુસ વાલ્મીકિના કાવ્ય કરતાં ય જો કોઇ સ્થાનિક પદરચનામાં વધારે સુખ અનુભવે તો તેનું કારણુ તેનું અજ્ઞાન છે. અશિક્ષિત હોવાને લીધે વાલ્મીકિનો કાવ્યરસ કેવો હોય તે તે જાણતો નથી, અને જ્યાં તે કાવ્યનો રસ છે ત્યાં તેની અભિજ્ઞતાને અભાવે તે પ્રવેશી શકતો નથી. પરંતુ જેવું તેનું અજ્ઞાન દૂર થયું કે તરત જ તે જેવો વાલ્મીકિનો યથાર્થ પરિ-ચય પામે, તેવો માનવપ્રકૃતિના નિજગુણે કરીને જ પેલા ગ્રામ્ય કવિની પદરચનાના કરતાં વાલ્મીકિની કાવ્યરચ-નાને રમણીય જાણુશે. આ રીતે જે ઋષિએ બ્રહ્મના અમૃત રસનું આસ્વાદન કર્યું હોય, જેમણે બ્રહ્મને પૃથ્વીની બધી વસ્તુઓથી અત્યંત પ્રિય અનુભવ્યા હોય, તેમણે એટલું તો સ્વાભાવિક રીતે જાણ્યું જ હોય કે આત્માને માટે બ્રહ્મ સૌથી પ્રીતિદાયક છે, એટલે કે બ્રહ્મનો ખરો પરિચય થતાં જ આત્મા આપમેળે તેમને પુત્રથી, ધનથી અને બીજી કોઈ વસ્તુથી પ્રિયતમ ગણીને તેમનું જ વરણુ કરે..

બ્રહ્મની સાથેનો આ પરિચય કેવળ આત્માના આનંદ પૂરતો જ નથી, પરંતુ આપણા સંસાર વ્યવહારમાં પણ

તેના વિના ચાલે એમ નથી. જે વ્યક્તિ બ્રહ્મને બૃહદ જાણ્યા વિના સંસારને જ બૃહદ ગણે છે, તેની સંસાર-યાત્રા સરળ રીતે ચાલતી નથી. રાક્ષસની માફક સંસાર તેનો કોળિયો કરી જઇને પોતાના જઠરાગ્નિમાં તેને દાહ દે છે!

આ માટે ઈશોપનિષદમાં જણાવ્યું હતું કે:—

**ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत,** કે ઇશ્વરદ્વારા આ જગતમાં જે કાંઈ છે તે બધું જ છવાયેલું છે અને તેથી કરીને—

**तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्यस्विद्धनम्** જે કાંઈ તેમણે દીધેલું છે અને દઈ રહ્યા છે તેનો જ ઉપભોગ કરવો. પારકાના ધનનો લોભ કરવો નહિ.

આપણા સંસાર વ્યવહારને માટે આ એક બહુમૂલો મંત્ર છે. ઇશ્વરને સર્વત્ર જોવા, ઈશ્વરે દીધેલાં આનંદનાં ઉપકરણો ભોગવવાં અને લોભથી પ્રેરાઇને કોઇને દુઃખ દેવું નહિ.

જે માનવ સંસાર માત્રને ઇશ્વરથી વ્યાપેલો જુવે છે તેને માટે સંસાર એકમાત્ર મુખ્ય વિષય તરીકે રહેતો નથી. તે જે કાંઈ ભોગવે છે તે ઇશ્વરના દાન તરીકે ભોગવે છે. આમ ભોગવવામાં તે ધર્મની મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી, એટલે કે પોતાના ભોગવટામાં ઉન્મત્ત બનીને અન્ય કોઇને પીડા કરતો નથી. પરંતુ જો આપણે સંસારને ઇશ્વરથી વ્યાપેલો ન જોઈએ અને સંસારને જ પ્રધાન માની લઇએ, તો સંસારનાં સુખને

માટેના આપણા લોભનો પાર આવતો નથી, દરેક નાની નાની વાતને માટે આપણે બેસુમાર ધાંધલમાં પડી જઈએ અને પરિણામે દુઃખરૂપી હલાહલ તરી આવે. આ કારણે સંસારીએ અનન્ય નિષ્ઠાથી સર્વવ્યાપી બ્રહ્મનું અવલંબન લેવું જરૂરી છે અને આમ થાય તો જ આપણો સંસાર વ્યવહાર કલ્યાણકારક બને.

પછીના શ્લોકમાં જણાવ્યું છે–

**कुर्वन्नेवेह कर्माणि जिर्जीविषेच्छतं समाः ।**
**एवं त्वयि नान्यथेऽतोऽस्ति न कर्म लिप्यते नरे ॥**

કર્મો કરતાં કરતાં સો વર્ષ સુધી આ લોકમાં જીવવાની ઇચ્છા રાખવી. હે માનવ, તારે માટે આ સિવાય બીજો કોઈ માર્ગ નથી, કારણ કે કર્મ કર્યાં સિવાય કોઈ આરો નથી. કર્મો તો કરવાનાં જ છે, જીવન તરફ ઉદાસીન રહ્યે ન પાલવે; પરંતુ સ્મરણમાં રાખવું કે ઈશ્વર સર્વત્ર છે અને એમ કરતાં સો વર્ષ ભોગવવાં. બધાય ભોગમાં, બધાંય કર્મોમાં ઇશ્વરની વ્યાપ્તિનો અનુભવ કરવો.

સંસારનાં કર્તવ્યોનો ત્યાગ કરીને કેવળ બ્રહ્મમાં નિરત રહેવું, એવો પણ ઇશોપનિષદનો ઉપદેશ નથી.

**अन्धं तमः प्रविशन्ति ये अविद्यामुपासते ।**
**ततो भूय इव ते तमो य उ विद्यायां रताः ॥**

જેઓ કેવળ અવિદ્યાની, એટલે કે સંસારનાં કર્મોની જ ઉપાસના કરે છે, તેઓ અંધારા તમસમાં પ્રવેશે છે; પરંતુ જેઓ કેવળ બ્રહ્મવિદ્યામાં જ નિરત રહે છે તેઓ વળી તેથીયે ગાઢ અંધકારમાં પ્રવેશે છે.

ઈશ્વરે આપણને સંસારનાં કર્તવ્ય કર્મો કરવા સ્થાપ્યા છે. જો આપણે એ બધાં કર્મો પ્રભુનાં કર્મો તરીકે ન જાણીએ, તો પરમાર્થને બદલે સ્વાર્થ બળવાન થઈ જાય અને આપણે અંધકારમાં સપડાઇ જઇએ. એટલે કે કર્મોને જ અંતિમ લક્ષ્ય ગણીને આપણે કર્મોને ઉપાસવાં નહિ, પરંતુ ભગવાનનો આદેશ ગણીને તેમનું પાલન કરવું.

કદાચ, મુગ્ધભાવે સંસારનાં કર્મો કરવાં પણ સારાં; પરંતુ સંસારની ઉપેક્ષા કરીને, બધાંય કર્મો તજીને, પોતાના આત્માના આનંદની ખાતર બ્રહ્મસંભોગનો પ્રયત્ન કરવો, એ શ્રેયસ્કર નથી. એ થઈ આધ્યાત્મિક વિલાસિતા, ભગવાનની સેવા નહિ.

કર્મની સાધના એ જ એક માત્ર સાધના છે. સંસારની ઉપયોગિતા અને તેનું તાત્પર્ય પણ એ જ છે. મંગળકારી કાર્યો કરતાં કરતાં આપણી સ્વાર્થી પ્રવૃત્તિઓ ક્ષીણ થતી જાય છે, આપણાં લોભ, મોહ અને હૃદયનાં બધાં બંધનો સરતાં જાય છે. જે શત્રુઓ આપણને મૃત્યુની સાથે સંકળાયેલા રાખે છે, તે મૃત્યુનો પાશ આપણાં અવિશ્રાંત મંગળ કાર્યોના સંઘર્ષથી છેદાઇ જાય છે. કર્તવ્ય કર્મોની સાધના જ સ્વાર્થપાશમાંથી મુક્ત થવાની સાધના છે.

**विद्याञ्चाविद्याञ्च यस्तद्वेदोभयं सह ।**
**अविद्यया मृत्यु तीर्त्वा विद्ययामृतमश्नुते ॥**

વિદ્યા અને અવિદ્યા, એ બન્નેને જે એક સાથે જાણે છે, તે અવિદ્યા દ્વારા, અર્થાત કર્મો દ્વારા મૃત્યુમાંથી ઉત્તીર્ણ થઇને બ્રહ્મલાભ દ્વારા અમૃતને પામે છે.

કર્મ અને બ્રહ્મ, એ બન્નેયનું જીવનમાં સામંજસ્ય સ્થાપવાની સાધના, એ સંસારધર્મનો મૂળ મંત્ર થયો. કર્મો દ્વારા આપણે બ્રહ્મનું અભ્રભેદી મંદિર રચીએ અને બ્રહ્મ એ મંદિરમાં પરિપૂર્ણ ભાવે વિરાજી રહે. જો આમ ન હોય તો આપણી આ ઇન્દ્રિયો શા માટે છે? આ સ્નાયુ, આ માંસપેશી, આ બાહુબળ, આ બુદ્ધિવૃત્તિ, આ સ્નેહપ્રેમ, દયા અને ચિત્રવિચિત્ર સંસાર, આ બધું શા માટે? શું આ બધાંનો કોઈ અર્થ નથી? શું એ બધાંનો કોઈ અર્થ નથી? જો આપણે સંસારને બ્રહ્મથી અળગો કરીને જાણીએ તો જ બધાં અનર્થો સંભવે અને સંસારથી બ્રહ્મને દૂર રાખીને તેમનો જ એકાંત સંભોગ કરવાનો પ્રયાસ કરીએ, તો આધ્યાત્મિક સ્વાર્થપરાયણતામાં નિમગ્ન બનીને આપણે જીવનની વિવિધ સાર્થકતામાંથી ભ્રષ્ટ થઈએ.

જ્યારે આપણા પિતા આપણને વિદ્યાલયમાં મોકલે છે, ત્યારે ત્યાંના નિયમો અને કર્તવ્યો આપણને હમેશાં સુખજનક હોતાં નથી. આ બધી અરુચિકર સ્થિતિમાંથી છૂટવા માટે બાળકો પોતાને ઘેર પલાયન કરીને આનંદ મેળવવા ઇચ્છે છે. તેમને સમજ નથી હોતી કે વિદ્યાલયનું શું પ્રયોજન છે, અને તેથી ત્યાંથી છૂટવામાં જ તે મુક્તિ માને છે, કારણ કે પલાયન કરી જવામાં પણ આનંદ મળે જ છે. મનોયોગપૂર્વક વિદ્યા મેળવીને વિદ્યાલયમાંથી મુક્તિ મેળવવામાં જે આનંદ રહેલો છે તેની તેમને ખબર હોતી નથી. પરંતુ ખરો વિદ્યાર્થી પ્રથમ પિતાના સ્નેહનું સ્મરણ કરતો કરતો વિદ્યાપ્રાપ્તિના દુઃખને

ગણકારતો નથી, એ પછી તેની સાથે વિદ્યા પ્રાપ્ત કરતાં કરતાં આગળ ધપવાનો આનંદ ભળે છે;—આમ છેવટે કૃતકાર્ય થઈને મુક્તિના આનંદમાં તે ધન્ય થાય છે.

જેમણે આપણને આ સંસારમાં પાઠવ્યા છે, તેમનો આપણે આ સંસારરૂપી વિદ્યાલયમાં અણુવિશ્વાસ રાખીને સંશય ન કરીએ. અહીંનાં દુઃખો, મુશ્કેલીઓ વગેરે વિનીત ભાવે સ્વીકારી લઈને, અહીંનાં કર્તવ્યો એકાંત ચિત્તે કરતાં કરતાં પરિપૂર્ણ જીવનમાં બ્રહ્મામૃત પ્રાપ્ત કરવાની સાર્થકતા આપણે અનુભવીએ. ભગવાન સર્વત્ર વિરાજી રહ્યા છે એમ માનીને સંસારનાં સઘળાં કર્મો કરતાં કરતાં જે મુક્તિ મળે તે જ ખરી મુક્તિ ગણાય. સંસારનું અપમાન કરીને પલાયન કરવાથી જે મુક્તિ મળે તે ખરી મુક્તિ નથી, એ તો મુક્તિની વિડંબના ગણાય. એ એક રીતે સ્વાર્થપરાયણતાજ થઈ.

બીજી બધી પ્રકારની સ્વાર્થપરાયણતાની મોખરે આધ્યાત્મિક સ્વાર્થપરાયણતા છે; કારણ કે, સંસારમાં એક એવું અપૂર્વ કૌશલ રહ્યું છે કે સ્વાર્થ સાધતાં સાધતાં પણ ડગલે ને પગલે સ્વાર્થત્યાગ કરવો જ પડે છે. સંસારનાં કામકાજ એવાં છે કે અન્યની મદદ સિવાય પોતાનાં કાર્યો નિર્વિઘ્ને પાર પડતાં નથી. જેમ હોડીને દોરડાથી તાણવામાં આવે છે, તેમ સંસારનાં સ્વાર્થી બંધનો આપણને સ્વેચ્છાએ કે અનિચ્છાએ હમેશાં પ્રતિકૂળ વહેણમાં ઘસડતાં ઘસડતાં બીજાંઓની તરફ ખેંચી જાય છે. આપણો સ્વાર્થ ક્રમશઃ પોતાનાં

બાળકોનો સ્વાર્થ, પછી કુટુંબનો સ્વાર્થ, પછી આડોશી-પાડોશીનો સ્વાર્થ, પછી સ્વદેશનો સ્વાર્થ અને એમ કરતાં કરતાં બધાંયના સ્વાર્થમાં પ્રસરતો જાય છે.

પરંતુ જે લોકો સંસારનાં દુઃખ, શોક, દારિદ્ર ઈત્યાદિથી છટકી જઈને આધ્યાત્મિક વિલાસિતામાં નિમગ્ન રહે છે, તેમની સ્વાર્થપરાયણતા બધાય આઘાતોથી સુરક્ષિત બનીને સુદૃઢ થઈ જાય છે.

જે ફળ ઝાડ ઉપર હોય છે તે વૃક્ષમાંથી રસ પામતું પામતું પરિપકવ થતું જાય છે. જેમ જેમ તે પાકું થતું જાય તેમ તેમ તેનું વૃક્ષની સાથેનું બંધન ઢીલું થતું જાય. છેવટે જેવું તેના અંતરમાં રહેલું બીજ સુપરિણત થાય છે તેવું તે વૃક્ષથી છૂટું પડીને પોતામાં રહેલા બીજને સાર્થક કરે છે. આપણે પણ આ રીતે સંસારવૃક્ષમાંથી વિવિધ રસ મેળવીએ છીએ, અને કદાચ કેટલાક એમ માની લે કે આમ કરતાં કરતાં સંસારની સાથે આપણો સંબંધ ધીરે ધીરે દૃઢ થતો જાય,—પરંતુ વાસ્તવિક રીતે આવું બનતું નથી. આત્માની યથાર્થ પરિણતિ થતાં બધાં બંધન આપમેળેજ ખરી જાય છે. માત્ર ફળની સાથે આપણો ભેદ એ છે કે આત્મા સચેતન છે. રસની પસંદગી અને તેનું આકર્ષણ ઘણે અંશે આપણા પર નિર્ભર હોય છે. આત્માની પરિપૂર્ણ પકવતા તરફ નજર રાખીને વિવેકપૂર્વક સંસારમાંથી રસનો સ્વીકાર કે ત્યાગ કરવામાં આવે તો સંસારનો ઉદ્દેશ સફળ થાય છે અને તે સાથે સાથે આત્માની સફળતા થતાં સંસારનાં

કલ્યાણબંધનો આપોઆપ ઢીલાં બની જાય છે. આ માટે જ સંસારને ભગવાનથી વ્યાપ્ત જાણીને તેનાં સુખ ને સમૃદ્ધિનો તેમના દાન રૂપે ઉપભોગ કરવો, અને સંસારને અંતિમ પરિણામ માનીને ભોગવવાનો પ્રયાસ કરવો નહિ. બીજી બાજુથી સંસારનાં બંધનોને બળજબરીથી તોડી નાંખીને આત્માને તેના મંગલ રસોથી વંચિત રાખવો પણ ન ઘટે. આ સંસાર રૂપી વૃક્ષનાં અગણિત તંતુઓ દ્વારા ભગવાન આપણા આત્મામાં કલ્યાણરસ સીંચે છે. આસપાસની આ સચરાચર સમૃદ્ધ વનસ્પતિમાંથી દંભપૂર્વક પોતાને અળગા રહીને પોતાનો રસ પોતે મેળવી લેવાની શકિતની વાત અમને ઠીક જણાતી નથી.

કોઈ પણ સત્યનો અસ્વીકાર કરવો અમને પાલવે એમ નથી. આ વિશ્વસંસારને તુચ્છ માનીને જે આનંદ ભોગવે છે તે આનંદમાં કાંઇ શ્રેયસ્કર જણાતું નથી. વિદ્યા અને અવિદ્યા, સત અને અસત, બ્રહ્મ અને સંસાર, એ બન્નેનો સ્વીકાર કર્યે જ છૂટકો છે. દુઃખના પંજામાંથી છટકી જવાને માટે કર્તવ્યનાં બંધન તોડવાના હેતુથી સંસારને કેવળ નહિવત્ ગણીને એકલવાયા આનંદના સંભોગમાં પ્રવૃત્ત થવું, એ એક પ્રકારની પ્રમત્તતા ગણાય. સત્યની એક દિશાથી ઉપેક્ષા કર્યેથી બીજી દિશા પણ અસત્ય બને છે. જે વ્યક્તિ ઇશ્વરના આદેશનો અસ્વીકાર કરે છે, તે મોઢે ગમે તેમ કહે છતાંય ઇશ્વરનો સંપૂર્ણપણે સ્વીકાર કરતો નથી. આથી ઊલટું, જે વ્યક્તિ મોઢેથી ઇશ્વરનો અસ્વીકાર કર્યા છતાં માનવો

તરફનાં પોતાનાં કર્તવ્યો કરે છે, તે તપસ્યામય કર્મોદ્વારા ઇશ્વરનો સ્વીકાર જ કરતો હોય છે.

બ્રહ્મનો સંપૂર્ણ સ્વીકાર એટલે જ્ઞાનમાં, ભોગમાં તેમજ કર્મમાં તેમનો સ્વીકાર. આમ સર્વાંગભાવે બ્રહ્મની ઉપલબ્ધિ કરવાનું એક માત્ર સ્થાન આ સંસાર છે. એ આપણું કર્મક્ષેત્ર છે અને એ જ આપણું ધર્મક્ષેત્ર છે. સંસાર બ્રહ્મનું મંદિર છે. આ જગતમંડળના જ્ઞાનમાં જ ઇશ્વરનું જ્ઞાન છે, તેના સૌન્દર્યના ઉપભોગમાં જ ઇશ્વરનો ઉપભોગ છે, તેનાં કર્મોમાં જ ઇશ્વરનાં કર્મ સંકળાયેલાં છે. સંસારનાં આ જ્ઞાન, સૌન્દર્ય અને કર્મોને બ્રહ્મ દ્વારા ઓતપ્રોત થયેલાં જાણવાથી જ બ્રહ્મને અંતરતર તરીકે જાણી શકાય અને સંસારવ્યવહાર પણ કલ્યાણકારી થઈ શકે. આમ થવાની સાથે ત્યાગ અને ભોગમાં સામંજસ્ય સ્થપાય છે, કોઈના ધન માટે લોભ થતો નથી, જીવનને અનર્થક માનીને તેની ઉપેક્ષા થતી નથી અને સો વર્ષનું આયુષ્ય ભોગવ્યાં છતાં પરમાયુષ્યની સાર્થકતાની ઉપલબ્ધિ થાય છે. આવી અવસ્થામાં,—

यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति ।
सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥

જે પ્રાણીમાત્રને પરમાત્મામાં જુવે છે અને પ્રાણીમાત્રમાં પરમાત્માને જુવે છે તે કોઈની પણ ઘૃણા કરતો નથી.

જેમ ક્યાંક જવાનું હોય ત્યારે એકી વખતે માર્ગ પરિહાર્ય અને અવલંબનીય બને છે, તેમ બ્રહ્મ મેળવવા માટે પણ સંસારને સમજવો. એટલે કે, જેવી રીતે આપણે પ્રત્યેક પગલે માર્ગનો પરિત્યાગ તેમજ આશ્રય

કરીએ છીએ, તેવી રીતે સંસારને પણ ડગલે ને પગલે વર્જવા તેમજ ગ્રહણ કરવા પડે છે. માર્ગ છે જ નહિ એમ માનીને આંખો મીંચીને પડી રહીને સ્વપ્ન જોયે ઘેર પહોંચાય નહિ; વળી, માર્ગને જ અંતિમ લક્ષ્ય ગણીને બેસી રહ્યે પણ ઘેર જવાય નહિ. જે જવાના સ્થળને ચાહે છે, તે તેના માર્ગને પણ ચાહે જ છે; માર્ગ જવાના સ્થળનું એક અંગ છે, એટલે તેને અંગ રૂપે અને આરંભરૂપે ગણવો રહ્યો. જે બ્રહ્મને ચાહે છે, તે બ્રહ્મના સંસારને ઉવેખી શકે નહિ; તે સંસાર પર પ્રીતિ રાખે અને સંસારનાં કર્મોને બ્રહ્મનાં કર્મો તરીકે જાણે.

જેઓ આર્યધર્મના વિશુદ્ધ આદર્શથી ભ્રષ્ટ થઈ ગયા છે તેઓ જણાવશે કે જો સંસારની સાથે બ્રહ્મને જોડવામાં આવે તો બ્રહ્મને સંસારને ઉપયોગી કરી લેવા પડે. જો આમ જ થાય તો સત્યનું શું પ્રયોજન? સંસાર તો છે જ ને! કાલ્પનિક સૃષ્ટિ ઊભી કરીને સંસારની મર્યાદા વિસ્તારવામાં શો લાભ? આપણે અસત સંસારમાં છીએ તેથી તો સત્યનું આપણને પ્રયોજન છે, આપણે સંસારી છીએ તેથી તો તે સંસારથી અતીત નિર્વિકાર અક્ષર પુરુષનો આદર્શ આપણે ઉજ્જવલ રૂપે રાખવો પડે છે. જો તે આદર્શ વિકૃત થઇ જાય તો છિદ્રવાળી હોડીની માફક તે આપણને ઉગારી શકે નહિ. જો આપણે સત્યને, જ્યોતિને, અમૃતને, અસત્યના, અંધકારના, અને મૃત્યુના માપથી ખંડિત ભાવે જાણીએ, તો પછી આપણે કોનો અહાલેક જગાવીને કહીશું કે—

**असतो मा सद्गमय, तमसो मा ज्योतिर्गमय, मृत्यो र्माऽमृतं गमय!**

સંસારી જીવોને માટે એક જ માત્ર પ્રાર્થના છે. અને તે પ્રાર્થના છેઃ મને અસતમાંથી સત્યમાં લઇ જાઓ, અંધકારમાંથી પ્રકાશમાં લઇ જાઓ, મૃત્યુમાંથી અમૃતમાં લઈ જાઓ. એ પ્રાર્થના કરવાનું સ્થાન નથી સંસારમાં, કે નથી કલ્પનામાં. સત્યને મિથ્યા બનાવીને તેની પાસે સત્યને માટે વ્યાકુળતા પ્રગટ કરવી ચાલે નહિ, જ્યોતિને પોતાની ઈચ્છા મુજબ કલ્પના દ્વારા અંધકારથી ઢાંકી દઈને તેની પાસે પ્રકાશને માટે પ્રાર્થના કરવી એ કેવળ મશ્કરી થઈ ગણાય, અને અમૃતને પોતાને હાથે મૃત્યુધર્મથી વિકૃત કરીને તેની પાસે અમૃતની આશા રાખવી કેવળ મૂઢતા જ ગણાય. ઈશાવાસ્ય ઉપનિષદના પ્રથમ શ્લોકમાં જે જણાવ્યું છે તે જ ઉપનિષદનું અનુસાશન છે. બ્રહ્મના આવા વિશુદ્ધ ભાવનું મનન શી રીતે કરવું ?

नैनमूर्द्ध्वं न तिर्यञ्च न मध्ये परिजग्रभत् ।
न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः ॥

ઊંચે, આડે, વચ્ચે કે ગમે ત્યાં કોઈ તેમને ગ્રહણ કરી શકે નહિ. તેમની પ્રતિમા નથી, તેમનું નામ મહદ યશ છે!

પ્રાચીન ભારતમાં સંસારવાસી જીવાત્માના લક્ષ્ય-સ્વરૂપ આ પરમાત્માને આરપાર ભેદવાનો મંત્ર હતો ઓમ.

प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।

તેમની પ્રતિમા ન હોતી કે કોઇ મૂર્તિ કલ્પના ન હોતી. પ્રાચીન ઋષિઓએ તેમનું મનન કરવા માટે બધાનો ત્યાગ કરીને માત્ર એક જ શબ્દનો આશ્રય લીધો હતો. એ શબ્દ જેવો સંક્ષિપ્ત છે તેવો પરિપૂર્ણ છે. તે કોઈ

વિશેષ અર્થ દ્વારા સીમાબદ્ધ નથી. એ શબ્દ ચિત્તને વ્યાપ્ત કરે છે, કોઈ વિશેષ આકાર દ્વારા અડચરણ કરતો નથી. એક માત્ર ઓમ્ એ શબ્દનું મહાસંગીત સચરાચર જગતના બ્રહ્મરંધ્રમાંથી ધ્વનિત થતું જાણે કે સર્વત્ર પ્રસરી રહ્યું છે.

આ પરથી આપણને સમજાય છે કે આપણા પિતૃઓ બ્રહ્મના વિશુદ્ધ આદર્શનું રક્ષણ કરવા માટે કેટલા બધા પ્રયત્નશીલ હતા. વિચારનાં જેટજેટલાં ચિહ્ન છે તે સર્વેમાં ભાષા જ સૌથી વિશેષ ભાવે વિચારની અનુગામી છે. પરંતુ ભાષાની પણ સીમા છે, તે વિશેષ અર્થ દ્વારા આકારબદ્ધ છે. આથી ભાષાનો આશરો લેવા જતાં વિચારને ભાષાગત અર્થની ચારે દિશામાં જકડાઈ રહેવું પડે છે.

ઓમ્ એક પ્રકારનો ધ્વનિ છે. તેનો કોઈ વિશેષ નિર્દિષ્ટ અર્થ નથી. આ શબ્દથી બ્રહ્મની ધારણા કોઈ રીતે સીમાબદ્ધ થતી નથી. સાધના દ્વારા આપણે બ્રહ્મને જેટલા જાણ્યા છે, જેવા પામ્યા છે, તે બધું જ આ ધ્વનિ વ્યક્ત કરે છે અને વ્યક્ત કરવા છતાંય ત્યાં જ કોઈ હદની રેખા તાણતો નથી.

જેવી રીતે સંગીતના સ્વર ગાનની શબ્દરચનામાં એક પ્રકારની અનિર્વચનીયતાનો સંચાર કરે છે, તેવી રીતે ઓમ્ શબ્દનો પરિપૂર્ણ ધ્વનિ આપણા બ્રહ્મના ધ્યાનમાં અવ્યક્ત અનિર્વચનીયતાનું અવતરણ કરે છે. બાહ્ય પ્રતિમા દ્વારા આપણું માનસ ભાવને ખંડિત અને આબદ્ધ

કરે છે, પરંતુ આ ધ્વનિ દ્વારા આપણા મનના ભાવ ઉન્મુક્ત અને પરિવ્યાપ્ત થાય છે.

આથી ઉપનિષદ જણાવે છે કેઃ **ॐ इति ब्रह्म**, ઓમ્ એટલે જ બ્રહ્મ. વળી **ॐ इतीदं सर्वं**, આ જે કાંઈ છે, તે બધું જ ઓમ્ છે. ઓમ્ શબ્દ બધાંને આવરી રહ્યો છે. અર્થનાં બંધન વગરનો કેવળ એક સુગંભીર ધ્વનિ રૂપે આ શબ્દ બ્રહ્મનો નિર્દેશ કરે છે. આ ઉપરાંત ઓમ્નો એક અર્થ પણ છે, અને તે અર્થ એટલો ઉદાર છે કે, તે મનને આશ્રય દે છે છતાં ય તેને કોઈ સીમામાં બદ્ધ કરતો નથી.

આધુનિક ભારતવર્ષની બધી આર્ય ભાષાઓમાં જ્યાં આપણે 'હાં' કહીએ છીએ ત્યાં પ્રાચીન સંસ્કૃત ભાષામાં ઓમ શબ્દનો પ્રયોગ થતો. 'હાં' શબ્દ ઓમ્ શબ્દનું રૂપાંતર હોય, તેનું અનુમાન સહેલાઇથી કરી શકાય તેમ છે. ઉપનિષદ પણ જણાવે છે કે, **ओमित्येतद् अनुकृतिर्हस्म**, એટલે કે ઓમ્ શબ્દ અનુકૃતિવાચક છે; અર્થાત, આમ કરો એમ કહ્યાં પછી ઓમ કે હાં કહીને તે આદેશનું અનુકરણ કરવામાં આવે છે. ઓમ્ સ્વીકારવાચક ઉક્તિ છે.

આમ સ્વીકારવાચક ઓમ્ ઉક્તિ બ્રહ્મનો નિર્દેશ કરનારા શબ્દરૂપે પ્રખ્યાત થઈ છે. બ્રહ્મના ધ્યાનમાં કેવળ આટલું જ અવલંબન છે, ॐ,–તેઓ હાં છે. અંગ્રેજ મનીષિ કાર્લાઈલે પણ તેમને શાશ્વત હાં (Ever lasting yay) કહ્યા છે. આવી પ્રબળભાવે પરિપૂર્ણ વાત બીજી કોઈ હોઈ શકે નહિઃ તેઓ હાં છે, બ્રહ્મ ઓમ્ છે.

આપણામાંથી કોણ કોને સ્વીકારે છે તે પર આત્માનું મહત્વ છે. કેટલાક જગતમાં કેવળ ધનનો જ સ્વીકાર કરે છે, કેટલાક માનનો, કેટલાક ખ્યાતિનો. આપણા આદિકાળના આર્યો ઇન્દ્ર, ચંદ્ર, વરુણ ઇત્યાદિને ઓમ્ જાણીને સ્વીકારતા. તે દેવતાનું અસ્તિત્વજ તેમને માટે સર્વશ્રેષ્ઠ રૂપે વ્યક્ત થતું. ઉપનિષદના ઋષિઓ જણાવતા કે જગતમાં અને તેની બહાર બ્રહ્મજ એક માત્ર ઓમ્ છે, તેઓજ ચિરંતન હાઁ છે ( Everlasting yay ). આપણા આત્મામાં તેઓ જ ઓમ્ છે, તેઓજ હાઁ છે. આખા બ્રહ્માંડમાં તેઓ ઓમ છે, હાઁ છે અને દેશ તેમજ કાળથી પર પણ તેઓ ઓમ્ છે, હાઁ છે. આ જે મહાન નિત્ય અને સર્વ વ્યાપી હાઁ છે તેનો જ નિર્દેષ ઓમ્ કરે છે. પ્રાચીન ભારતમાં ન હતી કોઈ પ્રતિમા, ન હતું કોઇ ચિહ્ન,—માત્ર એક આ નાનકડો અને છતાંય સુબહદ ધ્વનિ હતો. આ ધ્વનિની સહાય વડે ઋષિઓ ઉપાસનાથી સુતીક્ષ્ણ થયેલ આત્માને એકલક્ષી બાણની માફક બ્રહ્મમાં નિમગ્ન કરી દેતા. આ ધ્વનિની સહાયતાથી બ્રહ્મવાદી સંસારીઓ ચરાચર જગતના દરેક પદાર્થને બ્રહ્મ દ્વારા આવરીને જોતા.

**ॐ इति सामानि गायन्ति**, સામગીત ઓમ્થી ઊઠે છે. ઓમ્ છે આનંદધ્વનિ, છે સંગીત. તે દ્વારા પ્રેમના ઉછાળા આવે છે, પ્રેમ સભર ભરાઇ જાય છે. ઓમ્ આનંદ છે.

**ॐ इति ब्रह्मा प्रसौति.** ઓમ્ આદેશવાચક છે. ઋત્વિક લોકો ઓમ કહીને આજ્ઞા કરે છે. આખા સંસાર ઉપર, આપણાં બધાં કર્મો ઉપર મહાન આદેશ રૂપે નિત્યકાળ ઓમ્ ધ્વનિત થઈ રહ્યો છે. જગતના

અભ્યંતરમાં અને તેથી યે પર જેઓ સર્વે સત્યોના પરમ સત્ય છે, તેઓજ મારા હૃદયમાં સર્વે આનંદના પરમ આનંદ, કર્મસંસારના બધાય આદેશના પરમ આદેશ છે. તેઓ ઓમ્ છે.

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः,
तमेव भान्तमनुभाति सर्वं
तस्य भासा सर्वमिदं विभाति ॥

જ્યાં તેઓ છે ત્યાં નથી સૂર્યનો પ્રકાશ, નથી ચંદ્રતારાનો પ્રકાશ, નથી વિજળીનો ચમકારો–તો પછી અગ્નિનું તો પૂછવુંજ શું? તે જ્યોતિર્મયના પ્રકાશથીજ બધું પ્રકાશિત છે, તેમની દીપ્તિથીજ બધું દીપ્યમાન છે. તેઓ જ ઓમ્ છે.

तदेतत् प्रेयः पुत्रात् प्रेयो वित्तात् प्रेयोऽन्यस्मात् सर्वस्मात् अन्तरतरं यदयमात्मा ।

આ જે અંતરતર પરમાત્મા છે, તેઓ પુત્રથી પ્રિય, ધનથી ય પ્રિય અને બધાયથી પ્રિય છે. તેઓજ છે ઓમ્.

सत्यान्न प्रमदितव्यम् ।
धर्मान्न प्रमदितव्यम् ।
कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् ॥

સત્યમાંથી સ્ખલિત થવું નહિ, ધર્મમાંથી સ્ખલિત થવું નહિ, કલ્યાણમાંથી સ્ખલિત થવું નહિ, મહત્વમાંથી સ્ખલિત થવું નહિ. જેમનું આવું અનુશાસન છે તેઓજ ઓમ્ છે.

॥ ॐ शान्तिः शान्तिः शान्तिः । हरिः ॐ ॥



# ઓમ્

ૐ નો અર્થ હા છે, એટલે કે છે અને મળી આવ્યું તેનો સ્વીકાર. કાલે આપણે છાન્દોગ્ય ઉપનિષદનો વિચાર કરતાં કરતાં ૐ શબ્દના આ અર્થનો આભાસ પામ્યા હતા.

જ્યાં આપણો આત્મા 'હા' ને પામે છે ત્યાં તે ઓમ કહે છે.

જ્યારે દેવતાઓ આ 'હા' ને શોધવા નીકળી પડયા હતા ત્યારે શોધતાં શોધતાં અંતે તેઓને તે કયાં મળ્યું ? પ્રથમ તો ઇન્દ્રિયોને દ્વારે દ્વારે તેમણે ટકોરા કર્યા. તેમણે વિચાર્યું કે કદાચ આંખના જોવામાં તે મળી આવે. પરંતુ જોયું કે આંખના જોવામાં સંપૂર્ણતા નથી, કારણ કે તે હા અને નાથી ખંડિત છે. તેનામાં પરિપૂર્ણ વિશુદ્ધતા નથી, તે સારું પણ જુવે, નરસું પણ જુવે, થોડું જુવે થોડું ન જુવે, અને જુવે પણ સાંભળે નહિ.

આવી રીતે તેમણે કાન, નાક, વાચા અને મન એમ સર્વત્ર તેનું અનુસંધાન કર્યું, પરંતુ બધે જ ખંડતા અને દ્વંદ્વ જણાયાં.

છેવટે પ્રાણના પ્રાણમાં ગયા તો આ શરીરમાં એક પ્રકારનું 'હા' મળી આવ્યું. કારણ કે આ પ્રાણ જ શરીરના બધા પ્રાણનું મૂળ છે. આ પ્રાણમાં જ સઘળી ઇન્દ્રિયોની સર્વે શકિતનું ઐકય રહેલું છે. જ્યાં લગી આ

પ્રાણુ છે ત્યાં લગી આંખ દેખે છે, કાન સાંભળે છે, નાક સૂંઘે છે. આ મહાપ્રાણુમાં એક ઠેકાણે 'હા' અને બીજે ઠેકાણે 'ના' નથી; એમાં દૃષ્ટિ, શ્રુતિ અને આઘ્રાણુ બધાં એક જ સ્થળે 'હા' રૂપે રહ્યાં છે. એટલે આપણુને શરીરમાં અહીં ઓમ મળ્યો. બસ, હવે તો ભાળ લાગી ગઈ!

છાન્દોગ્ય ઉપનિષદ જણાવે છે કે મિથુનમાં એટલે જ્યાં બે મળે ત્યાં ઓમ્ છે. જ્યાં એક બાજુ ઋક્, બીજી બાજુ સામ, એક બાજુ વાચા, બીજી બાજુ પ્રાણુ એકમેક સાથે હળેમળે ત્યાં જ આ પરિપૂર્ણતાનું સંગીત ઓમ રૂપે પ્રગટે છે.

જ્યાં કશું જ રહી જતું નથી, જ્યાં બધા જ ખંડભાવો અખંડિત રૂપે વિરાજી રહેલ છે, જ્યાં સર્વે વિરોધ સામંજસ્ય પામ્યા છે, ત્યાં આપણો આત્મા તેને હાથ જોડીને હા કહીને સ્વીકારવા ઝંખે છે. આ પહેલાં તે પોતાની પરમ પરિતૃપ્તિ સ્વીકારી શકતો નથી; તેને અવરોધ થાય છે, તેની વચના થાય છે. મનમાં થાય છે કે જાણે ઇન્દ્રિયમાં હા છે, ધનમાં હા છે, મનમાં હા છે. અંતે તેને જણાય છે કે આ બધાયમાં પાપ છે, દ્વંદ્વ છે, તેની સાથે ના મળેલું છે.

બધી પ્રકારના દ્વંદ્વોના સમાધાનમાં જ ઉપનિષદે તે પરમ પરિપૂર્ણને જોયા છે અને તેથી જ સત્યની કોઈ એક જ દિશા તરફ વિશેષ ઝૂકી પડવાથી બીજી દિશાને નિર્મૂળ કરવાનો પ્રયાસ થયો નથી. આથી જેમ તેમણે કહ્યું છે કે,

**एतज् ज्ञेयं नित्यमेवात्मसंस्थं, नातःपरं वेदितव्यं हि किञ्चित्**

જેઓ નિત્ય આત્મામાં જ સ્થિત છે તેઓ જ જાણવાને યોગ્ય છે, તે સિવાય બીજું જાણવા જેવું કાંઇ જ નથી, તેમ આગળ વધીને એમ પણ જણાવ્યું છે કે,

**ते सर्वगं सर्वतः प्राप्य धीरा युक्तात्मानः सर्वमेवाविशन्ति ।**

તે ધીર પુરુષો યુક્તાત્મા થઇને સર્વવ્યાપીને બધી બાજુથી મેળવે છે, સર્વત્ર પ્રવેશે છે. એટલે કે કેવળ આત્મામાં આત્માને તેઓ જોતા નથી [ **आत्मन्येवात्मानं पश्यति** ], પરંતુ સર્વત્ર તેને જુવે છે.

આપણા ધ્યાનના મંત્રમાં એક દિશામાં ભૂઃ, ભુવઃ અને સ્વર્લોક રહ્યા છે, અને બીજી દિશામાં છે આપણી ધી, આપણી ચેતના. આ બન્નેની વચ્ચે એ બન્નેને યુક્ત કરતા પેલા વરણીય દેવતા રહ્યા છે, જેઓ એક બાજુથી ભૂઃ, ભુવઃ અને સ્વર્લોકને સર્જી રહ્યા છે, અને બીજી બાજુથી આપણી ધીશક્તિને પણ પ્રેરી રહ્યા છે. તેઓનું અસ્તિત્વ કોઈ વસ્તુને બાદ કરીને નથી અને તેથી જ તેઓ ઓમ્ છે.

આથી ઉપનિષદ જણાવે છે કે જેઓ અવિદ્યાને, સંસારને જ એકમાત્ર ગણે છે, તેઓ અંધકારમાં પ્રવેશે છે અને જેઓ વિદ્યાને, બ્રહ્મ જ્ઞાનને જ એકાંતિક માનીને તેને અળગું કરીને જાણે છે, તેઓ વધુ ગાઢ અંધકારમાં સપડાય છે. આ રીતે એક બાજુ વિદ્યા છે, બીજી બાજુ અવિદ્યા છે, એકબાજુ બ્રહ્મજ્ઞાન છે, બીજી બાજુ સંસાર છે. જ્યાં આ બંનેનુ સમાધાન થાય ત્યાં આપણા આત્માની અવસ્થિતિ છે.

દૂરથી નિકટનું વર્ણ્ય છે, નિકટથી દૂરનું વર્ણ્ય છે, ચાલવાથી ઊભવું વર્ણ્ય છે, ઊભવાથી ચાલવું વર્ણ્ય છે, અંતરથી બહારનું અને બહારથી અંતરનું વર્ણ્ય છે; પરંતુ;

**तदेजति तन्नेजति तद्दूरे तद्वन्तिके।**
**तदन्तरस्य सर्वस्य तत् सर्वस्यास्य बाह्यतः॥**

તેઓ ચાલવા છતાંય ચાલતા નથી, બધાંયના નિકટ છતાં દૂર છે, સર્વેના અંતરમાં હોવા છતાંય સૌથી બહાર છે. એટલે કે ચાલવા, ન ચાલવા, દૂર નિકટ, બાહ્યાંભ્યંતર, એ બધાંની વચ્ચે બધાંયને લઈને તેઓનું અસ્તિત્વ છે, કોઇને તરછોડીને નહિ. આથી જ તેઓ ઓમ્ છે.

તેઓ પ્રકાશ અને અપ્રકાશની વચ્ચે છે. એક દિશામાં તેઓ બધાનો પ્રકાશ કહી રહ્યા છે, બીજી દિશામાં કોઇ તેમનો પ્રકાશ કરવાને શકિતમાન થતું નથી. આટલાં માટે ઉપનિષદ જણાવે છે;–

**न तत्र सूर्यो भाति न चद्रतारका**
**तमेव भान्तमनुभाति सर्वं**
**तस्य भासा सर्वमिदं विभाति।**

ત્યાં નથી સૂર્યનો પ્રકાશ, નથી ચંદ્ર કે તારાનો પ્રકાશ. તેમના પ્રકાશથી જ બધું પ્રકાશિત છે.

તેઓ **शान्तम्** છે, **शिवम्** છે, **अद्वैतम्** છે. શાન્તમ્નો અર્થ એમ નથી સમજવાનો કે ત્યાં ગતિનો કોઈ સંભવ નથી. બધી જાતની વિરોધી ગતિઓ ત્યાં એક

થાય છે. કેન્દ્રાતિગ ગતિ અને કેન્દ્રાનુગ ગતિ, આકર્ષણની ગતિ અને વિકર્ષણની ગતિ ત્યાં પરસ્પર અથડામણમાં આવતી નથી, પરંતુ એ બન્ને વિરોધી ગતિ તેમનામાં અવિરુદ્ધ થઈ જાય છે. તેથી જ તેઓ શાન્તમ્ છે. મારા સ્વાર્થની ને તમારા સ્વાર્થની અથડામણ થાય છે, પરંતુ જ્યાં અધવચ્ચે મંગળ છે ત્યાં તમારો સ્વાર્થ મારો સ્વાર્થ અને મારો સ્વાર્થ તમારો સ્વાર્થ થાય છે. તેઓ શિવ છે. તેમનામાં બધાયના સ્વાર્થ મંગળમાં સમાયેલા હોય છે. તેઓ અદ્વિતીય છે, તેઓ એક છે. આનો અર્થ એમ નથી કે બીજું બધું કાંઇ નથી, પરંતુ બધું જ તેમનામાં એક છે એમ સમજવાનું છે. હું કહું છું કે હું તમે નથી, તમે કહો છો કે તમે હું નથી,—આ પ્રકારની પરસ્પર વિરોધી હુંતું ની વાતને તે અદ્વૈત એક કરી રહ્યા છે.

જ્યાં બન્ને મળે ત્યાં તેઓ છે, જ્યાં કોઈ કોઈને તરછોડે નહી ત્યાં તેઓ છે. આ પ્રકારની પરિપૂર્ણતા જે સમસ્તને લીધે છે, છતાં કોઇ ખંડનો આશરો લેતી નથી, જે નથી ચંદ્રમાં, નથી સૂર્યમાં, નથી માનવમાં, છતાં ય જે સૂર્ય, ચંદ્ર અને માનવમાં છે, જે નથી કાનમાં, નથી આંખોમાં, નથી વાચામાં, નથી મનમાં, છતાંય જે કાનમાં, આંખોમાં, વાચામાં અને મનમાં રહેલ છે, એ એકનો જ, એ હાનોજ સમસ્ત મન-પ્રાણથી સ્વીકાર, પરિપૂર્ણ ભાવે સ્વીકાર, એજ છે ઓંકાર.



# બ્રહ્મની ઉપાસના

ॐ नमः परमऋषिभ्यो नमः परमऋषिभ्यः ।

એ પરમ ઋષિઓને નમસ્કાર હો, નમસ્કાર હો! આજે આ સભામાં પધારેલા આર્ય સજ્જનોને પૂછું છું: બ્રહ્મવાદી ઋષિઓએ આ ભારતવર્ષમાં જન્મ ધારણ કર્યો હતો તે શું કેવળ વ્યર્થ ગયું છે? આજે શું તેમની સાથેનો યોગ વિચ્છિન્ન થઇ ગયો છે? જે વૃક્ષમાંથી જીર્ણ થઇ ગયેલાં પાંદડાં ખરી પડે છે તે પણ વૃક્ષનાં મજ્જાતંતુઓમાં કિંચિત પ્રાણશક્તિનો સંચાર રાખીને જાય છે, અને સૂર્ય કિરણમાંથી તે જે યથા-શક્તિ તેજ સંઘરે છે તે વૃક્ષમાં એવી રીતે ટકી જાય છે કે મૃત કાષ્ઠ પણ તેને ધારણ કરી રાખે છે; ત્યારે, આ બ્રહ્મવિદ ઋષિઓએ બ્રહ્મરૂપી સૂર્યલોકમાંથી જે પરમ તેજ, જે મહાન સત્ય પોતાનાં કરી લીધાં હશે, તે શું આ અસંખ્યવિધ શાખાપ્રશાખાસંપન્ન વન-સ્પતિની, આ ભારતવ્યાપી પુરાતન આર્યજાતિની મજ્જામાં સંચિત થયેલું નહિ હોય?

શાને આપણે ઘેરેઘેર આપણા આચારમાં, આપણાં અનુભવમાં, કર્મણા મનસા વાચા તેમનાં મહાવાકયોનો પ્રત્યેક પળે પરિહાસ કરી રહ્યાં છીએ? આપણે એમ શાથી જાણીએ છીએ કે નિરાકાર બ્રહ્મ આપણા જ્ઞાનને ગમ્ય નથી, આપણી ભક્તિને આયત્ત નથી, આપણાં

કર્મોના લક્ષ્ય નથી ? શું ઋષિઓ આ વિષયમાં સહેજ પણ સંશય રાખી ગયા છે, શું તેમની અભિજ્ઞતા પ્રત્યક્ષ અને તેમનો ઉપદેશ સુસ્પષ્ટ નથી ? તેમણે કહ્યું છે,—

इह चेत् अवेदीदथ सत्यमस्ति,
न चेत् इहावेदी महती विनष्टिः ।

કે જો તેમને અહીં જણાય તો જ જન્મ સાર્થક થાય, નહિ તો મહા વિનાશ જાણવો. એટલે બ્રહ્મને જાણ્યા વિના છૂટકોજ નથી. પણ તેમને કોણે જાણ્યા છે ? આપણને કોનાં વચનમાં શ્રદ્ધા બેસે ? ઋષિ જણાવે છે,—

इहैव सन्तोऽथ विद्मस्तत् वयम्-
न चेत् अवेदी महती विनष्टिः ।

કે અહીં રહીનેજ તેમને અમે જાણ્યા છે, નહિ તો અમારો મહાન વિનાશ થયો હોત. શું આપણે એ તત્વદર્શી ઋષિઓની વાણીમાં અવિશ્વાસ રાખીશું ?

કેટલાક આના ઉત્તરમાં વિનયપૂર્વક જણાવશે કે અમે ઋષિઓની વાણીમાં અશ્રદ્ધા રાખતા નથી, પરંતુ અમારો તેમની સાથે ઘણો ફરક છેઃ જ્યાં તેઓ આનંદ મ્હાણતા ત્યાં અમે તો શ્વાસ પણ લઈ નથી શકતા ! એ પ્રાચીન અરણ્યવાસી વૃદ્ધ પિપ્પલાદ ઋષિ અને,—

सुकेशा च भारद्वाजः शैब्यश्च सत्यकामः, सौर्यायनी च गार्ग्यः कौशल्याश्चाश्वलायनो भार्गवो वैदर्भिः कबन्धी कात्यायनस्ते हैते ब्रह्मपरा ब्रह्मनिष्ठाः परं ब्रह्मान्वेषमाणाः

ભરદ્વાજપુત્ર સુકેશા, શિબિપુત્ર સત્કાય, સૌર્યપુત્ર ગાર્ગ્ય, અશ્વપુત્ર કૌશલ્ય, ભૃગુપુત્ર વૈદર્ભિ, કાત્યાયનપુત્ર કબન્ધી, અને એવા એવા બ્રહ્મપરાયણ, બ્રહ્મનિષ્ઠ, બ્રહ્મનું સતત અન્વેષણ કરનારા અન્ય ઋષિઓ, જેઓ હાથમાં સમિધ લઈને વૃક્ષલતાની છાયા નીચે ગુરુની સામે બેસીને બ્રહ્મજિજ્ઞાસા કરતા,—તેમની સાથે અમારી સરખામણી થઇ જ ન શકે!

વાત ખરી છે. તુલના થઇ ન શકે, તેમની સાથે આપણો ઘણો ફરક પણ હોઈ શકે; પરંતુ સત્ય એકજ હોય, ધર્મ એકજ હોય, બ્રહ્મ એકજ હોય; એટલે કે, જેમાં ઋષિજીવનની સાર્થકતા હોય, તેમાંજ આપણાં જીવનની પણ સાર્થકતા હોઇ શકે, જેમાં તેમનો મહા-વિનાશ હોય, તેમાંથી આપણું બચવાપણું ન હોઈ શકે. શક્તિ અને નિષ્ઠાની સરખામણીમાં સત્યમાં, ધર્મમાં અને બ્રહ્મમાં આપણો ઓછોવત્તો અધિકાર હોઇ શકે છે, પરંતુ એથી કરીને કાંઇ અસત્ય, અધર્મ અને અબ્રહ્મ આપણો આધાર ન બની શકે. ઋષિઓની સાથે આપણી શક્તિના ફરક છે એમ માનીને આપણે જો તેમણે દર્શાવેલા માર્ગથી ઊંધે માર્ગે જઇએ તો કોઈ સરખાં ફળની આશા સેવી ન શકીએ. જો આપણને તેમની વાણીમાં વિશ્વાસ હોય કે બ્રહ્મને જાણ્યાથી જ જીવન સાર્થક બને, નહિ તો મહાન વિનાશ થાય, તો વિનયપૂર્વક શ્રદ્ધા સાથે મહાજનોએ દર્શાવેલા એ સત્ય માર્ગનું અવલંબન લીધેજ છૂટકો છે.

સત્યનો માર્ગ બધાંયને માટે એકજ છે અને જેઓ ઋષિઓના મુક્તિવિધાનને માટે હતા, તેઓ આપણે માટે પણ એક અને અદ્વિતીય છે જ. જેમની તૃષા વધારે હોય તેમને માટે એ નિર્મળ ઝરણું અભ્રભેદી અગમ્ય ગિરિશિખરોમાંથી રાત દિવસ વહ્યાં કરે છે, અને જેમની પિપાસા થોડી હોય તેમને માટે પણ તે એકજ અક્ષય જલધારા અવિશ્રાંત વહી રહી છે. તો, હે પથિક, હે ગૃહી, જેનો જેવડો ઘડો હોય તેવડો લઇને આવો, તમારી તરસ જેટલી હોય તેટલી છીપાવો !

ભલે આપણી દૃષ્ટિશક્તિની મર્યાદા સાંકડી રહી, છતાંય આ સર્વસ્વ સૌર જગતનો એક માત્ર પ્રકાશ આપનારો સૂર્યજ શું આપણને પ્રકાશ નથી આપી રહ્યો ? કદાચ આ બંધિયાર અંધારીઓ કૂવો જ આપણા જેવા ક્ષુદ્ર કાયાવાળા માટે પૂરતો હોય, તોય શું આપણે આ અનંત આકાશથી કદાપિ વંચિત રહ્યા છીએ ? આ સમસ્ત પૃથ્વીના એક અત્યંત નજીવા અંશનું પણ સહેજસાજ જ્ઞાન થતાં આપણું જીવન સહેલાઇથી નભી જાય છે, તોય શા માટે ચંદ્ર, સૂર્ય, તારાનું અપરિમેય રહસ્ય પામવા માટે અથાક પરિશ્રમ-પૂર્વક નિરંતર માનવ પોતાની ગવેષણા કરી રહ્યો છે ? ભલે આપણે ગમે તેવા ક્ષુદ્ર રહ્યા, તોય બૃહદમાં જ આપણું સુખ છે—**भूमैव सुखम्**—, અલ્પમાં નહિ જ નહિ—**नाल्पे सुखमस्ति !**

કદાચ કોઈ મનમાં માને કે બ્રહ્મથી ખૂબ અલ્પમાં, કોઈ પરિમિત આકારબદ્ધ આયત્તગમ્ય પદાર્થમાં

આપણા જેવા સ્વલ્પશક્તિ જીવો સુખે જીવન ચલાવી શકે, પરંતુ તેમ નથી. **ततो यदुत्तरतरं तदरूपमनामयम्**, જેઓ ઉત્તરતર, એટલે કે સૌથી અતીત છે, જેમને ઓળંગી શકાય નહિ, જેઓ અશરીરી છે, રોગશોક-રહિત છે,–**य एतद्विदुः अमृतास्ते भवन्ति**, તેમને જેઓ જાણે છે તેઓ અમર થાય છે, **अथ इतरे दुःखमेव अपियन्ति**, બીજા બધા દુઃખ પ્રાપ્ત કરે છે.

[ આ પછી **'બ્રહ્મમંત્ર'**વાળો લેખ સ્મરણ કરવો અને તેના અનુસંધાનમાં નીચેનું વાંચવું.]

× × × ×

આ બધુ સાંભળીને સંશયવાદી જણાવશેઃ ઉપદેશ ખરો છે, પણ તેનું પાલન કરવું મુશ્કેલ છે. અરૂપ બ્રહ્મમાં દુઃખ અને શોકને સમાવી દેવાં સહેલ નથી. પરંતુ જો આ સહેલ ન હોય તો દુઃખને ટાળવાનો અને મુક્તિ મેળવવાનો બીજો કોઇ ઉપાય પણ વધારે મુશ્કેલ છે, અરે, અસાધ્ય છે. આપમાંથી વહેતી કોઈ અગાધ સ્રોતસ્વિનીમાં ડૂબડૂબાં સ્નાન કરવું જો ભારે ગણાય તો પોતાને હાથે એક નાનકડો કૂવો ખોદીને તેમાં ઊતરવું એથીયે ભારે ગણાવું જોઇએ; અરે, પોતાની નાનકડી ગાગરમાં માય એટલું પાણી ઉંચકીને સ્નાન કરવું એ પણ કાંઈ સહેલ નથી! જ્યારે આપણે બ્રહ્મને અરૂપ, અનંત કે અનિર્વચનીય જાણીએ છીએ, ત્યારે તેમાં સંપૂર્ણ આત્મવિસર્જન કરવું સહજ થાય છે અને તે વેળા તેમના વડે આસપાસથી વ્યાપ્ત થઇને

આપણાં ભય, દુઃખ અને શોક ભૂલી જઈએ છીએ. તેથી ઉપનિષદમાં છે કે,—

**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह,**
**आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन॥**

જેમને પામ્યા વિના મનસહિત વાણી પાછી ફરે છે તે બ્રહ્મનો આનંદ જે જાણે છે તે કયાંયથી ડરતા નથી. એટલા માટે જ બ્રહ્મની તે વાણી તેમજ મનથી યે અગોચર અનંત પરિપૂર્ણતાની ઉપલબ્ધિ થાય ત્યારે ભય, દુઃખ વગેરે અંતિમ ભાવે ટળી શકે. જો તેમને વિશ્વચરાચરની ઈતર વસ્તુઓની જેમ વાચા અને મનથી પામી શકાય તેમ ક્ષુદ્ર અને ખંડિત કરીને જોવાનો પ્રયત્ન કરીએ તો તે પરમ અભયનો, તે ભૂમાનો આનંદ મેળવી શકીએ નહિ. આપણે સંસારની સંકીર્ણતાથી પ્રતિહત, જટિલતાથી ઉદ્‌ભ્રાન્ત, અને ખંડતાથી સેંકડો રીતે વિક્ષિપ્ત થઈ રહ્યાં છીએ; આપણે જાણીએ છીએ કે સંસારનાં સઘળાં વહેણ ભયાવહ છે—**स्रोतांसि सर्वाणि भयावहानि.** સંસારની પ્રત્યેક વસ્તુમાં ભય, દુઃખ, કલેશ, જરા, મૃત્યુ, વિચ્છેદ વગેરેનાં કારણો રહેલાં જ છે. એટલે જો આપણે શાંતિ ચાહવી હોય, અભય પામવું હોય, આનંદ મેળવવો હોય, અમૃત થવું હોય તો કોની ચાહના કરવી? એવું શું છે જેમને પામ્યાથી અપૂર્વ શાંતિ મળે, **शान्तिमत्यन्तमेति**? કોણ છે તેઓ? ઉપનિષદ આનો ઉત્તર આપે છે, તેઓ **वृक्षकालाकृतिभिः परोऽन्यः**—સંસાર, કાળ અને આકૃતિ અર્થાત્, સાકાર પદાર્થથી પર છે, શ્રેષ્ઠ છે, અને અન્ય

છે, અર્થાત, ભિન્ન છે. જો તેઓ સંસાર, કાળ અને સાકાર પદાર્થથી શ્રેષ્ઠ અને ભિન્ન ન હોત તો આપણે માટે સંસાર જ પૂરતો હોત, તેમના અન્વેષણનું કોઇ પ્રયોજન પણ રહેત નહિ.

विश्वस्यैकं परिवेष्टितारं ज्ञात्वा शिवं शान्तिमत्यन्तमेति ।

આ વિશ્વના એક માત્ર પરિવેષ્ટિતાને જાણીને અત્યંત શિવ અને અત્યંત શાંતિ પામી શકાય. જેઓ એમ જણાવે છે કે અમે તે ભૂમાના સ્વરૂપને પ્રાપ્ત ન કરી શકીએ, તે માટે તેમનામાં અમારી સ્થિતિ, અમારી શાંતિ ન સંભવે, તો તેમને જણાવું છું કે તેમણે ઉપનિષદનું આ પરમ સત્ય યાદ કરવુંઃ—

यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।
आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ॥

વળી,

यत् वाचा नाभ्युदितं येन वाक् अभ्युद्यते,
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ।

જેઓનો ઉદય વાક્ય દ્વારા થયો નથી, પણ વાક્યો જેમનામાંથી ઉદ્ભવે છે, તેઓ જ બ્રહ્મ છે એમ જાણો, અને આ જે બધી ઉપાસના થઈ રહી છે તે બ્રહ્મ ન હોય.

यन्मनसा मनुते येनाहुर्मनोमतम्,
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ।

જેમનું મન દ્વારા મનન થઈ શકે નહિ, જેઓ મનને જાણે છે, તેઓ બ્રહ્મ છે એમ જાણો, આ બધી ઉપાસના થઇ રહી છે તે બ્રહ્મ નથી. જેમને વિષે બોલી

શકાય નહિ, જેમની ભાવના કરી શકાય નહિ તેમને જાણવા જોઇશે. પરંતુ તેમને સંપૂર્ણ જાણવા સંભવે નહિ, અને કદાચ એમ થતું હોત તો તેમને જાણવાથી આપણને આનંદામૃતની પ્રાપ્તિ થાત નહિ. આપણા અંતરાત્મામાં આપણે તેમને જેટલે અંશે જાણીએ છીએ તેથી સમજી શકાય છે કે તેમને જાણવાનો અંત નથી અને એમાં જ આપણા આનંદનો છેડો આવી જતો નથી.

नाहं मन्ये सुवेदेति नो न वेदेति वेद च,
यो नस्तद्वेद तद्वेद नो न वेदेति वेद च ।

તેમને સંપૂર્ણ રૂપે જાણું છું એમ મને લાગતું નથી, નથી જાણતો એમ પણ કહી શકાય નહિ; આપણામાંથી જે તેમને જાણે છે તે એટલું જાણે છે કે તેમને જાણ્યા ય ન કહેવાય, ના જાણ્યા ય ન કહેવાય.

બાળક શું પોતાની માતાનો સમ્યક પરિચય પામે છે ? પરંતુ અનુભવ દ્વારા અને કોઇ અપૂર્વ સંસ્કાર દ્વારા તે આટલું ચોક્કસ જાણે છે કે તેની ક્ષુધાની શાંતિ, ભયની નિવૃત્તિ, અને સઘળો આરામ પોતાની માતાની પાસે રહ્યાં છે. તે પોતાની માતાને જાણે છે તેમજ જાણતો નથી. માતાનો અપર્યાપ્ત સ્નેહ સંપૂર્ણપણે પોતાનો કરી લેવાની તેની તાકાત હોતી નથી, પરંતુ જેટલામાં તેની તૃપ્તિ અને શાંતિ થાય છે તેટલાનું તે આસ્વાદન લઇ શકે છે અને આસ્વાદ પામતાં પામતાં તેને પૂરો કરી શકાતો નથી.

આ રીતે આપણે બ્રહ્મને પણ આ જગતમાં તેમજ અંતરાત્મામાં કાંઈક અંશે જાણી શકીએ અને તેટલા

જાણવામાં એ પણ જાણી શકીએ કે તેમને જાણવાનો અંત નથી. આપણને જણાય છે કે ત્યાંથી વાણી પાછી ફરે છે અને માતાના ખોળાની ઇચ્છા રાખનાર બાળકની જેમ એ પણ જાણીએ છીએ કે જેઓ તેમનો આનંદ પામે છે તેમને કશાયનો ડર રહેતો નથી.

જેઓ ઉપનિષદ પર અવિશ્વાસ રાખીને ઋષિઓનું વાકય અમાન્ય કરીને બ્રહ્મને મેળવવાના સહજ ઉપાય તરીકે સાકાર પદાર્થનું અવલંબન લે છે તેઓને એમ જણાતું નથી કે કેવળ સહજ કે કેવળ કઠણ એવું કાંઈજ નથી. તરવાના કરતાં પગે ચાલવું સહેલું છે એ વાત માની લઈએ તો પણ આટલું તો સ્વીકારવું જ પડશે કે પાણી ઉપર પગે ચાલવું સહજ નથી, અર્થાત, ત્યાં પગે ચાલ્યાં કરતાં તરવું સહેલ છે. અપ્રત્યક્ષ પદાર્થને મનન દ્વારા જાણવા કરતાં પ્રત્યક્ષ પદાર્થને આંખો દ્વારા જોવો સહેલ છે, એ વાત તો સ્વીકાર્ય છે; પરંતુ એથી કરીને અતીન્દ્રિય પદાર્થને આંખો દ્વારા જોવો સહેલ ન ગણાય, અરે એ તો શું, પણ એ માત્ર અસાધ્ય જ છે. આ રીતે સાકાર મૂર્તિના રૂપની ધારણા કરવી સહજ ભલે હોય, પરંતુ તેની સહાયતાથી બ્રહ્મની ધારણા તદ્દન અસાધ્ય છે; કારણ કે, તેઓ સંસારથી, કાળથી તેમજ સાકાર પદાર્થથી પર છે અને ભિન્ન છે, અને તેને પરિણામે જ તેમનામાં સંસારાતીત અને દેશકાલાતીત અત્યંત મંગલ અને અત્યંત શાંતિ મળે છે. એટલે કે તેમને વળી પાછા આકૃતિમાં આબદ્ધ કરીને તેમની ધારણા કરવાના પ્રયાસો એવા કઠણ થાય કે તે અસાધ્ય, અસંભવ, અરે સ્વતઃ વિરોધી બને.

પરંતુ સહજ કે કઠણુ એ ચર્ચાની શી જરૂર છે ? વાત એ છે કે આપણે સહજને ઈચ્છીએ છીએ કે કઠણને ? સત્ય જો સહજ હોય તો સારૂં, ન હોય તોપણ તે વિના બીજો ઉપાય નથી. પૃથ્વી કાચબાની પીઠ પર રહી છે એ વાતની ધારણા કરવી કોઈને માટે કદાચ સહેલ હોય, તેમ છતાંય જે વિજ્ઞાનના પિપાસુ છે તેઓ સત્ય તરફ નજર કરીને એ વાતને શ્રદ્ધાથી માનતાં અચકાય પણ ખરા. રણવગડામાં રખડતો રખડતો કોઇ મુસાફર જ્યારે ભૂખ્યો થઇને અન્ન શોધતો હોય ત્યારે તેને માટે ધૂળનો ઢગલો આણી આપવો સહજ ગણાય, પરંતુ એ તો જણાવશે કે મારે સહજ મળતી વસ્તુની જરુર નથી. મારે જોઈએ ખોરાક, અહીં નહિ મળે તો મુશ્કેલી વેઠીને પણ તે પ્રાપ્ત કરીશ, નહિ તો જીવાશે કેવી રીતે. આમ સંસારમાં જ્યારે આપણે અધ્યાત્મ પિપાસા છીપાવવા ઇચ્છીએ છીએ ત્યારે કોઇ કલ્પનાનાં મૃગજળથી તે મટતી નથી ! પાણી ગમે તેટલું દૂર હોય તોય તે તરફ પ્રયાણ કર્યે જ છૂટકો છે ! આત્માના એકમાત્ર ઈચ્છનીય પરમાત્માને મેળવ્યે જ છૂટકો છે ! ભલે તેઓ નિરાકાર, નિર્વિકાર, વાણી અને મનને અગોચર રહ્યા, તોય તેમને જ જોઇશે, નહિ તો મુકિત મળનાર નથી. ધર્મનો માર્ગ કાંઈ સહેલો નથી, બ્રહ્મની પ્રાપ્તિ પણ સહેજ વસ્તુ નથી એમ બધાં જ કહે છે, **दुर्गं पथस्तत्कवयो वदन्ति.** તેથી તો મોહરૂપી નિદ્રામાં મગ્ન સંસારીને બારણે ઊભા ઊભા ઋષિ પડકાર કરીને જણાવે છેઃ **उत्तिष्ठत जाग्रत !** જો નહિ ઊઠીએ, નહિ જાગીએ તો અસ્રાની ધાર સમા સુતીક્ષ્ણ એ દુર્ગમ માર્ગે આંખો મીંચીને કેમ ચાલી શકાશે ! આત્માનો

અભાવ પ્રયાસ વગર આળસ સેવ્યે કેમ ટળશે?બ્રહ્મ શું રમત રમતમાં કલ્પનાના ઘોડા દોડાવ્યે મળે તેવા છે?આ સંસારમાં જ્યારે વિદ્યા, ધર્મ કે યશની પ્રાપ્તિ સહજ નથી, ત્યારે શું ધર્મ, સત્ય કે બ્રહ્મની ઉપલબ્ધિ બોલ્યે થતી હશે ? એવો કયો મૂઢ હોય જે મંત્રોચ્ચારથી લોઢું સોનું થઈ જાય તેમાં વિશ્વાસ રાખે ? તો પછી બ્રાણુને શોધવાની કોઈ જરૂર રહેતી નથી ! **उत्तिष्ठत, जाग्रत ! दुर्गं पथस्तत्कवयो वदन्ति !**

ત્યારે શું આપણે બ્રહ્મને પ્રાપ્ત કરવાના બધા પ્રયાસો છોડી દેવા ? શું આપણે એમ સમજવાનું છે કે જેઓ સંસારનો ત્યાગ કરીને અરણ્યનો આશરો લે છે, જેમના મનમાંથી સારા–નરસાના, સુંદરબેડોળના, બાહ્ય–અભ્યંતરના ભેદો તદ્દન ટળી ગયા હોય છે તેઓને જ માટે બ્રહ્મજ્ઞાન અને બ્રહ્મોપાસના છે ? જો એમ હોય તો બ્રહ્મવાદી ઋષિ પોતાના બ્રહ્મચારી બ્રહ્મજિજ્ઞાસુ શિષ્યને શા માટે ઉપદેશે છે કે **प्रजातन्तुं मा व्यवच्छेत्सीः**, તમારે પ્રજાની સંતતિના સૂત્રને તોડવું નહિ, એટલે કે ગૃહસ્થાશ્રમનું પાલન કરવું. વળી શાસ્ત્રકાર ખાસ કરીને જણાવે છે કે **ब्रह्मनिष्ठो गृहस्थः स्यात्**, ગૃહસ્થે બ્રહ્મનિષ્ઠ થવું, અને **तत्वज्ञानपरायणः** તત્વજ્ઞાનમાં પરાયણ રહેવું. આનો અર્થ એ થયો કે જે નિષ્ઠાની વાત જણાવી તે કદાચ અજ્ઞાન–નિષ્ઠા ન હોય, ગૃહસ્થે યથાર્થ જ્ઞાનપૂર્વક બ્રહ્મમાં નિરત થવું અને **यद् यद् कर्म प्रकुर्वीत तद्ब्रह्मणि समर्पयेत्**, પોતે જે કર્મો કરે તે બ્રહ્મને સમર્પવાં. સાર એ થયો કે શાસ્ત્રના અનુશાસન મુજબ ગૃહસ્થે કેવળ ભક્તિદ્વારા

નહિ પરંતુ જ્ઞાનદ્વારા, કેવળ જ્ઞાન દ્વારા નહિ પરંતુ કર્મ, હૃદય અને મન દ્વારા સર્વ પ્રકારે **બ્રહ્મપરાયણ** થવું જોઇએ. આમ સંસારમાં રહ્યાં છતાં આપણે સર્વદા સર્વત્ર બ્રહ્મની ઉપલબ્ધિ કરવી, અંતરાત્મામાં તેમના અધિષ્ઠાનનો અનુભવ કરવો અને આપણાં હૃદયમાં કર્મો તેમની સમક્ષ કરવાં અને તેમને ઉદ્દેશીને તેમને જ સમર્પવાં.

પરંતુ સર્વદા સર્વત્ર તેમની સત્તાની ઉપલબ્ધિ કરતી વખતે, ચારે બાજુના જડ વસ્તુપુંજને હડસેલીને બ્રહ્મમાં જ પોતાને સંપૂર્ણ આશ્રિત આવૃત નિમગ્ન અનુભવતાં તેમની સાકારભાવે કલ્પના જ કરી શકાય તેમ નથી. ઉપનિષદ જણાવે છે કે **यदिदं किञ्च जगत् सर्वं प्राण एजति निःसृतम्**, આ સમસ્ત જગત તે પ્રાણમાંથી નીસરીને તે જ પ્રાણમાં કંપિત થઇ રહ્યું છે. અનંત પ્રાણની અંદર ચરાચર વિશ્વ અહોરાત સ્પંદમાન થઈ રહ્યું છે એ પ્રકારનો ભાવ શું આપણે કોઈ રીતે હાથપગવાળી મૂર્તિદ્વારા કલ્પી શકીએ ? એ મહાપ્રાણનો મંત્ર સાંભળતાં વેંત જ ઘાસ, ચાસ, ફૂલ, ફળ, ઝાડ, પશુ, પંખી, મનુષ્ય, ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને પ્રત્યેક કંપમાન અણુ પરમાણુને આપણે કોઈ એક મહાપ્રાણના ઐક્યસમુદ્રમાં ઉછળતાં જોઇએ છીએ,– એ મહાપ્રાણની અનેક તારે કંપમાન વીણામાંથી કોઈ વૈવિધ્યવાળું વિશ્વસંગીત સાંભળીએ છીએ. અનંત પ્રાણની એ અનિર્દેશ્યતા જ આપણા ચિત્તને દૂર દૂર પ્રસારે છે. એ જગદ્‌વ્યાપી જગતથી અતીત પ્રાણને કોઈ નક્કી કરેલા સંકીર્ણ આકારમાં કલ્પવા જતાં

તેને આપણે આપણા શ્વાસે શ્વાસે પામી શકતા નથી, આપણી આંખોના પલકારામાં અનુભવી શકતા નથી, આપણા લોહીના ઉકળતા પ્રવાહમાં, આપણા અંગોના વિવિધ સ્પર્શમાં, આપણા શરીરના પ્રત્યેક કંપિત કોષમાં, પ્રત્યેક નિઃશ્વસિત રોમકૂપમાં પામી શકતા નથી. આકૃતિના કઠણ આવરણથી, મૂર્તિના અલંઘનીય અંતરપટથી તેઓ આપણી પાસેથી, આપણા અંતરથી દૂર જઈને બાહ્ય બની જાય છે. આપણો અશરીરી અભાવનીય પ્રાણ આપણામાં અખંડ ભાવે વ્યાપી રહ્યો છે, આપણા પગની આંગળીના કોષાણુની સાથે આપણા મસ્તકના કોષાણુને યોગયુક્ત કરી રહ્યો છે, અને વળી આપણા આ રહસ્યમય પ્રાણને તે પરમ પ્રાણ આપણા શરીરના કોષના પ્રત્યેક સ્પંદનની સાથે સુદૂરતમ નક્ષત્રવર્તી બાષ્પાણુના પ્રત્યેક આંદોલનને કોઈ એક અનિર્વચનીય ઐક્યમાં, કોઈ એક અપૂર્વ અપરિમેય છંદના બંધનમાં આબદ્ધ કરી રહ્યો છે,– આવો અનુભવ કરીને અને તેમ છતાં તેનો અંત પામ્યા વિના શું આપણાં ચિત્ત પુલકિત થઇને દૂરદૂર વ્યાપ્ત થઈ જતાં નથી ? શું કોઈ પણ મૂર્તિની કલ્પના આનાથી સહજભાવે આપણને બધાં ક્ષુદ્રતાનાં બંધનમાંથી, ખંડતાની કારાવાસની દિવાલોમાંથી મુક્તિ આપી શકે, અને અનંતની સાથે આપણો આવો અંતરતમ ને વ્યાપકતમ યોગ સ્થાપી શકે ? સાકારમૂર્તિ આપણને સહાયક નથી થતી પરંતુ બ્રહ્મને દૂર કરીને દુષ્પ્રાપ્ય કરી દે છે.

यदा ह्येवैष एतस्मिन् अदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयने अभयं प्रतिष्ठां विन्दते अथ सोऽभयंगतो भवति,–

જ્યારે સાધક તે અદશ્યમાં, અશરીરમાં, નિર્વિશેષમાં, નિરાધારમાં અભયની પ્રતિષ્ઠા પામે ત્યારે જ તે અભય બને છે. **यदाह्येवैष एतस्मिन्नु दरमन्तरं कुरुते अथ तस्य भयं भवति,—** પરંતુ જ્યારે તે તેમાં લેશમાત્ર અંતરની સ્થાપના કરે છે ત્યારે તે ભયને પામે છે. તે અદશ્યને દશ્ય, અશરીરને શરીરી, નિર્વિશેષને સવિશેષ અને નિરાધારને આધારવિશિષ્ટ કરવા જતાં બ્રહ્મની સાથે આપણે દૂરત્વ સ્થાપીએ છીએ અને પછી આપણા આત્માની અભયની પ્રતિષ્ઠાભૂમિના ભૂકેભૂકા ઊડી જાય છે.

ઉપનિષદ જણાવે છે કે,—

**अस्तीति ब्रुवतोऽन्यत्र कथं तदुपलभ्यते,** તેઓ છે એમ જે વ્યકિત બોલે છે તે વિના બીજી વ્યકિત તેમને શી રીતે ઉપલબ્ધ કરી શકે? તેઓ છે તે સિવાય બીજું વધારે બોલવાનું શું છે? તેઓ છે એમ જ્યારે આપણે સર્વ અંતઃકરણપૂર્વક સંપૂર્ણભાવે બોલી શકીએ, તે જ વેળા આપણાં માનસિક નેત્રોની સમક્ષ અનંત શૂન્ય પરિપૂર્ણતાથી ઓતપ્રોત થઈ રહે છે. તે વખતે આપણને યથાર્થ રીતે સમજાય છે કે હું છું, મારો વિનાશ નથી; પોતે અને પર, જડ ને ચેતન, દેશ ને કાળ, નિષ્કલ પરમાત્મા દ્વારા એક મુહૂર્તમાં અખંડભાવે ઝળહળી ઊઠે છે; તે વખતે આપણી આ પુરાતન પૃથ્વી તરફ નજર કરતાં તે એક માટીના પિંડ જેવી લાગતી નથી, ગર્ભાર રાત્રિના નભોમંડળમાં નક્ષત્રનાં ઝૂમખાં તરફ મીંટ માંડતાં તે કેવળ અગ્નિસ્ફુલિંગ રૂપે પ્રતીત થતાં નથી, પરંતુ આપણા અંતરાત્મામાંથી માંડીને પ્રત્યેક ધૂળના કણ સુધી,

આપણી પૃથ્વીના તળથી માંડીને દૂરસુદૂરના નક્ષત્ર સુધી એક શબ્દ ધ્વનિહીન ગાંભીર્યમાં ઉદ્દગીત થતો જણાય છે, અને તે શબ્દ છે ઓમ્,– એક વાકય સંભળાય છે, અને તે વાકય છે **अस्ति,** તેઓ છે. આ એક જ શબ્દમાં, આ એક જ વાકયમાં આખાય ચરાચર વિશ્વનો બધો જ કાર્યકારણનો અર્થ મળી આવે છે. ત્યારે શું તે મહાન અસ્તિશબ્દને કોઈ આકાર દ્વારા, કોઈ મૂર્તિ દ્વારા સહજ કરી શકાય તેમ છે? અને તેઓ છે તે સિવાય બીજી કયી સરળ વાત હોઈ શકે? જેમ હું છું એ હકીકત જગતની બધી વાતો કરતાં સહજ છે, તેમ તેઓ છે એમ ન કહીએ તો હું છું એનો પણ નિરર્થક મિથ્યા બકવાદ થઈ જાય. મારું અસ્તિત્વ, મારો આત્મા જણાવી રહ્યો છે કે તેઓ છે; તો શું સાકાર મૂર્તિ તેથી વિશેષ કોઈ સહજ સાક્ષી આપી શકે તેમ છે?

[ આ પછી **'બ્રહ્મમંત્ર'** વાળો ઓમ્‌નો ભાગ મનન કરવો. ]

* * * * *

કેટલાક લોકો જણાવે છે કે અમે દુર્બળ માનવ-પ્રકૃતિની સર્વ પ્રકારની ચરિતાર્થતા ઇશ્વરમાં પામવા ઇચ્છીએ છીએ, અમારો પ્રેમ કેવળ જ્ઞાનમાં કે કેવળ ધ્યાનમાં તૃપ્ત થતો નથી, તેને સેવામાં પરિણત થવું છે. અમારી પ્રકૃતિની આ સ્વાભાવિક આકાંક્ષાને ચરિતાર્થ કરવા માટે અમે ઇશ્વરને મૂર્તિમાં આબદ્ધ કરીને તેમની ખવરાવી પહેરાવીને પૂજા કરવા ઇચ્છીએ છીએ.

એ વાત ખરી છે કે આપણે બ્રહ્મમાં માનવ પ્રકૃતિની પરમ ચરિતાર્થતા શોધીએ છીએ; અને એ ચરિતાર્થતા કેવળ ભક્તિ કે જ્ઞાન દ્વારા ન સંભવે. સાથે સાથે શાસ્ત્રમાં ગૃહસ્થને બ્રહ્મનિષ્ઠ અને બ્રહ્મવાદી થવાનું જણાવ્યું છે અને વિશેષમાં એ પણ જણાવ્યું છે કે ગૃહસ્થ જે જે કાર્યો કરે તે બધાં બ્રહ્મને સમર્પવાં. સંસારનાં બધાં કર્તવ્યોનું પાલન એજ બ્રહ્મની સેવા છે. જો આપણે પ્રતિમાને અન્નવસ્ત્ર ને પુષ્પચંદન ચઢાવીને માની લઇએ કે આપણે દેવસેવાની આકાંક્ષા પૂરી કરી તો તેથી કરીને આપણાં કર્યાનું મહત્વ તો થશેજ નહિ, ઊલટું, તેથી વિપરીત થશે. બ્રહ્મજ્ઞાન આપણને બધાંય જ્ઞાનમાં ચરિતાર્થ કરી શકે, બ્રહ્મ તરફની પ્રીતિ પુત્ર-પ્રીતિ કે બીજી પ્રીતિની પરમ પરિતૃપ્તિ દઈ શકે અને બ્રહ્મનાં કર્મ પણ આપણા શુભ પ્રયત્નોને પરમ મહત્વમાં અને એક ઉદાર ક્ષેત્રમાં ઉન્નીત કરી શકે. આપણાં જ્ઞાન, પ્રેમ અને કર્મ આ રીતે મહત્વનાં સાધનભૂત થાય એટલા માટે તો મનુ મહારાજે ગૃહીને બ્રહ્મપરાયણ થવાનો ઉપદેશ દીધો છે. અને આજ છે માનવપ્રકૃતિની યથાર્થ ચરિતાર્થતા, તે નથી ભોગમાં, નથી ખેલવામાં. પ્રતિમાને સ્નાન કરાવ્યે વસ્ત્ર પહેરાવ્યે અન્ન ધરાવ્યે આપણાં કર્મોની કોઈ મહત પરિતૃપ્તિ સંભવી જ ન શકે. તેથી તો આપણાં કર્તવ્યોનો આદર્શ તુચ્છ અને સાંકડો બની જાય છે. પ્રેમ અને ભક્તિની ઉદારતા પ્રમાણે કર્તવ્યોની ઉદારતા થાય છે. જેની પોતાના પરિવાર પ્રત્યે જેટલી પ્રીતિ તે પ્રમાણે તે પોતાના

પરિવારને માટે પ્રાણ આપી શકે છે. જેનો પ્રેમ દેશમાં વ્યાપક થયો હોય છે તે પોતાના દેશનું દૈન્ય કે કલંક ટાળવા અત્યંત દુર્ગમ માર્ગે જઇને પણ પોતાની ભક્તિની સ્વાભાવિક ચરિતાર્થતા સાધે છે. જેની બ્રહ્મમાં ઊંડી નિષ્ઠા હોય છે તે પોતાના પરિવારને માટે, પોતાના પાડોશીને માટે, પોતાના દેશને માટે, બધાંને માટે મંગળ પ્રવૃતિઓ આદરીને પોતાની ભક્તિવૃત્તિને સાર્થક કરે છે. દીનને વસ્ત્રદાન અને ભૂખ્યાંને અન્ન દાન, એમાંજ આપણી સેવા સાર્થક બને છે. પ્રતિમાની આગળ અન્ન–વસ્ત્રનો વૈભવવિલાસ એ એક પ્રકારની ક્રીડા છે, કર્મ નહિ. એ છે કેવળ ભક્તિતૃપ્તિનો મોહાચ્છન્ન વિલાસ, તેમાં તેની પ્રયાસપૂર્ણ સાધના નથી. આ પ્રકારની ક્રીડાથી જો આપણાં મુગ્ધ હૃદયો કોઇ પ્રકારનું સુખ પામતાં હોય તો એ છે આપણું આત્મસુખ, એ છે આપણી આત્મસેવા. એથી કરીને દેવની કર્મસાધના થતી નથી ! આપણા જીવનનું પ્રત્યેક ઇચ્છાકૃત કર્મ પોતાના સુખને માટે કર્યા વિના ઈશ્વરને ઉદ્દેશીને કરવું અને તેમાંજ સુખ અનુભવવું, એ દેવસેવાનો ઉચ્ચ આદર્શ ગણાય. એ આદર્શનું યોગ્ય રક્ષણ કરવા માટે પ્રથમ પેલા જડ આદર્શનો ત્યાગ કરવો જરૂરી છે.

સત્યનું જ્ઞાન થવું ભારે વસ્તુ છે, ખરી નિષ્ઠા પ્રગટવી એ મુશ્કેલ છે અને મહદ કર્મોનું અનુષ્ઠાન પણ સહજ સાધ્ય નથી,–એ બધું ખરું ! ત્યારે આપણે તેને હળવું કરવા જતાં તેને વ્યર્થ કરીને અને માનવતાનું અપમાન કરીને ફળ શું આણ્યું ? કર્તવ્યને હળવાં

કરવાના હેતુથી, જ્ઞાન, ભક્તિ અને કર્મ જેવા માનવ-પ્રકૃતિના સર્વોચ્ચ શિખરને કેટલાક ખંડિત મૃત પિંડમાં આણીને તેમની સાથે ખેલવા જતાં, આપણે હાલ કયી અવસ્થાએ આવી પહોંચ્યાં છીએ ?

આપણે પોતાને અશક્ત, નિર્વીર્ય અને નિકૃષ્ટ અધિકારી માનીને નિષ્ક્રિય જડતાને આનંદપૂર્વક ભેટી રહ્યાં છીએ ! આપણે પોતાને આધ્યાત્મિક બાળક તરીકે ડર્યા વગર પ્રચારીએ છીએ ! માનવને છાજે તેવી દરેક પ્રકારની કઠોર સાધના અને મહાન પ્રયાસોમાંથી છટક-વાની, જ્ઞાનીની પાસેથી માફી માગી લેવાની અને ઇશ્વરની પાસે આશરો લેવાની આશાપૂર્વક આપણે નિદ્રા, ક્રીડા અને ઉચ્છૃંખલ કલ્પનાઓ દ્વારા મોજમઝા મ્હાણુતા નિસ્તેજ અને નિર્વીર્ય થઇ રહ્યાં છીએ ! યુક્તિને પાંગળી કરીને, ભક્તિને અંધ બનાવીને, આત્મવિશ્વાસને ઢાંકી દઇને બ્રહ્મને વિચાર ને આચારમાંથી ક્યાંય દૂર ફગાવી દઇને અને હૃદયમાં, મનમાં તેમજ આત્મામાં આળસનાં અને પરાધીનતાનાં હજારો બી વાવીને આપણે જાતીય દુર્ગતિના છેલ્લા પગથિયે આવી પહોંચ્યાં છીએ ! આજ આપણે ભયથી ભીત, દીનતાથી અવનત અને શક્તિના તાપથી જર્જરિત થઇ ગયાં છીએ. આપણે વિચ્છિન્ન, વિનષ્ટ, બલહીન થઇ ગયાં છીએ. બહાર આપણી લાંછના છે, અંતરમાં ગ્લાનિ છે, ચોદિશ જીર્ણતા છે ! આપણી ચારે બાજુ જાતિએ જાતિએ, વર્ણે વર્ણે, સંપ્રદાયે સંપ્રદાયે જે પ્રકારનો વિચ્છેદ જોવામાં આવે છે, આપણી પોતાની પ્રકૃતિમાં, આપણી વાણીમાં, વિચારમાં અને

આચારમાં જે વિરોધ જણાય છે, આપણી કેળવણીમાં અને તેના આચરણમાં જે વિષમતા તરી આવે છે, આપણા ધર્મમાં અને કર્મમાં ઐકયનો જે અભાવ જોવામાં આવે છે,—આ બધી કાયરતા અને વિચ્છિન્નતાને પરિણામે આપણો સમાજ, આપણાં ઘર અને આપણાં અંતઃકરણ અસત્યથી સર્વાંગે જર્જરીભૂત થઈ ગયાં છે.

આપણે એક થવું જોઈશે, સતેજ બનવું પડશે, ભયહીન થવું જોઈશે. અજ્ઞાન અને અન્યાયની સામે આપણે ઉન્નતશિરે ઝઝૂમવું જોઈશે.

આમ કરવામાં આપણું બળ કયાંથી પામીશું, આપણો આશ્રય કોણ થશે ? એવું કયું સર્વવ્યાપી સત્ય છે, કયા અદ્વિતીય એક છે, જેઓ આપણને જાતિએ જાતિએ, ભાઈએ ભાઈએ મન, વચન અને કર્મથી એક કરી શકશે? સંસારમાં આપણને લોકભય અને મૃત્યુભય પર વિજયી કોઈ પરમ અવલંબન જણાતું નથી; સંસાર તો તેની ભારે લોઢાની શ્રૃંખલાઓથી આપણને વધુ ને વધુ દબાવી રહ્યો છે. અને આપણા જડ દુર્બળ દેહને વધુ ગતિશક્તિ-વિહીન કરી રહ્યો છે. આ બધાં ભાર, ભય અને ક્ષુદ્રતા-માંથી બ્રહ્મજ એક માત્ર આપણી મુક્તિ છે. રાતે કે દિવસે, ઊંઘતાં કે જાગતાં, અંદર કે બહાર સર્વત્ર આપણે તેમનામાં જ રહીને હરીએફરીએ છીએ. કોઇ પ્રબળ રાજા, કોઈ પરમ શત્રુ કે કોઈ પ્રચંડ ઉપદ્રવની મગદૂર નથી કે તે આપણને તેમનામાંથી અળગા કરી શકે ! શું આજે આપણે ભીત ધિક્કૃત ભારતવાસીઓ એક થઇને હાથ જોડીને ઊંચે નજર કરીને કહી ન શકીએ,—

**अजात इत्येवं कश्चिद्भीरुः प्रतिपद्यते ।**
**रुद्र, यत्ते दक्षिणं मुखं तेन मां पाहि नित्यम् ॥**

તમે અજાત છો, જન્મરહિત છો, કોઇ ભીરુ તમારે શરણે આવ્યો છે, તો હે રુદ્ર, તમારું જે પ્રસન્ન મુખ છે તે દ્વારા અમારું સર્વદા રક્ષણ કરો !

તેઓ છે જ, તો પછી ભય શાનો ? કોનો ભય ? સામે અજ્ઞાન હોય તો તે દૂર કરો, અન્યાય હોય તો તે પર હલ્લો કરો, અંધ સંસ્કારો આડખીલી નાંખતા હોય તેમને જોરપૂર્વક તોડી નાખો ! જરા તેમની તરફ નજર કરો અને તેમનાં કર્મો કરો ! આમ કરતાં જો કોઈ ભૂંડું બોલે તો તેને તમારા લલાટમાં તિલક તરીકે અપનાવી લો; જો દુઃખ આવે તો તેને મુકુટરૂપે મસ્તકે ચઢાવી લો; જો મૃત્યુ પાસે જણાય તો તેને અમૃત તરીકે વધાવી લો ! અક્ષય આશા, અક્ષુણ્ણ બળ, અનંત પ્રાણનો આવેગ લઇને બ્રહ્મસેવાના પરમ ગૌરવથી સંસારના સંકટભર્યા માર્ગે સરળ હૃદયે ઋજુ દેહે ચાલ્યા જાઓ, ચાલ્યા જ જાઓ ! સુખની વેળા આવે ત્યારે કહો **अस्ति**, તેઓ છે; દુઃખ આવે તોય કહો **अस्ति**, તેઓ છે; વિપત્તિઓ આવે તોય એ જ **अस्ति** તેઓ છે ! પરમાત્મામાં આત્માની અબાધ સ્વાધીનતા, તેનો અપરિસીમ આનંદ, અપરાજિત અભય પ્રાપ્ત કરીને સઘળાં અપમાન, દૈન્ય અને ગ્લાનિને સમૂળગાં દૂર ફગાવી દો ! અને જણાવોઃ જે મહાન અજ આત્મામાંથી વાણી અને મન પાછાં ફરે છે તેમાંથી મેં આનંદ સિદ્ધ કર્યો છે; હવે મને નથી ભય, નથી જરા, નથી મૃત્યુનો શોક ! અને પ્રાર્થોઃ

ॐ आप्यायन्तु ममाङ्गानि वाक् प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि सर्वं ब्रह्मोपनिषदं । माहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोदनिराकरणमस्त्वनिराकरणं मे अस्तु । तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु, ते मयि सन्तु ॥

ઉપનિષદમાં વર્ણવેલ સર્વના અંતર્યામી બ્રહ્મ મારાં વાણી, પ્રાણ, આંખો, કાન, બળ, ઇન્દ્રિય અને મારાં સર્વે અંગોને પરિતૃપ્ત કરો ! બ્રહ્મે મારો ત્યાગ નથી કર્યો, હું યે બ્રહ્મનો ત્યાગ ન કરું ! તેઓ અપરિત્યક્ત રહો, આત્મા દ્વારા અપરિત્યક્ત રહો ! તેવા પરમાત્મામાં નિરત એવા મારામાં ઉપનિષદના સર્વે ધર્મ પ્રગટો, સર્વે ધર્મો પ્રગટો ! !

ॐ शान्तिः शान्तिः शान्तिः । हरिः ॐ ॥



# બ્રહ્મવિહાર

**બ્રહ્મવિહારની** સાધનાના માર્ગમાં માનવને અગ્રસર કરવા માટે ભગવાન બુદ્ધે ખાસ ઉપદેશ દીધો છે. તેઓ જાણુતા હતા કે કોઈ પણ પ્રાપ્ત કરવાની યોગ્ય ચીજને ગમે તેમ મેળવ્યે ચાલે નહિ; તેને માટે તેમણે પાયાથી જ વાત શરૂ કરી છે.

તેમણે જણાવ્યું છે કે શીલ ગ્રહણ કરવું, એટલે જ મુક્તિના માર્ગનું ભાતું બાંધવું. ચરિત્ર શબ્દનો અર્થ જ એ છે કે જેથી ચાલી શકાય. આ ચરિત્ર શીલથી ઘડાય. શીલ આપણા માર્ગનું ભાતું થયું.

**पाणं न हाने**, પ્રાણીની હત્યા કરવી નહિ, આ એક શીલની વાત થઇ. **न च दिन्नमादिये**, જે દેવાયું ન હોય તે લેવું નહિ, એ પણ શીલની વાત થઇ. **मुसा न भासे**, મિથ્યા બોલવું નહિ. આ પણ શીલ. **न च मज्जपो सिया**, મદ્યપાન કરવું નહિ, એ પણ શીલ. આમ કરતાં કરતાં પોતાની શક્તિ પ્રમાણે શીલનો સંચય કરવો જોઇએ.

આર્ય શ્રાવકો દરરોજ પોતાના શીલનું સ્મરણ કરે છે, **इध अरियसावको अत्तनो सीलानि अनुस्सरति**. કેવી રીતે તેનું સ્મરણ કરે છે?

**अखण्डानि, अच्छिद्दानि, अ[illegible]ानि, अकस्मासानि भुजिस्सानि विञ्ञु[illegible]त्थानि, अपरामट्ठानि, समाधिसं वत्तनिकानि।**

અર્થાત્ મારું આ શીલ ખંડિત થયું નથી, તેમાં છિદ્ર પડયું નથી, બળજબરીથી મેં શીલ રક્ષ્યું નથી, એટલે સ્વેચ્છાએ પાળ્યું છે, આ શીલને પાપ સ્પર્શ્યું નથી, ધન માન ઇત્યાદિ કોઈ સ્વાર્થ સાધવાના હેતુથી મેં શીલ આચર્યું નથી. ડાહ્યા પુરૂષોએ તેને અનુમોદન આપ્યું છે, આ શીલને કોઇએ વિદલિત કર્યું નથી, આ શીલ મુક્તિને પ્રવર્તાવશે.

આર્યશ્રાવકો આ રીતે પોતપોતાના શીલના ગુણોનું સ્મરણ વારંવાર કરે.

આ શીલ એટલે જ મંગલ. અને મંગલથી જ ઊપજે પ્રેમ, મુક્તિનું સોપાન. ભગવાન બુદ્ધે કોને મંગલ કહ્યું છે તે વિષે "મંગલ સુત્ત" માં જણાવ્યું છે. તે નીચે પ્રમાણે છેઃ

बहू देवा मनुस्सा च मङ्गलानि अचिन्तयुम् ।
आकङ्खमाना सोत्थानं ब्रूहि मङ्गलमुत्तमम् ॥

પ્રશ્ન એ છે કે, ઘણા દેવોએ, ઘણા માણસોએ શુભ ભાવનાથી મંગલને વિષે વિચાર્યું છે, તો તે મંગલ કયું ?

બુદ્ધે ઉત્તર આપ્યો :

असेवना च बालानं पण्डितानंञ्च सेवना ।
पूजा च पूजनेय्यानं एतं मंगलमुत्तमम् ॥

અસત જનની સેવા ન કરવી, સજ્જનની સેવા કરવી, અને પૂજ્યની પૂજા કરવી એ ઉત્તમ મંગલ ગણાય.

पतिरूपदेसवासो, पुब्बे च कतपुञ्ञता ।
अत्तसम्मापनिधि च, एतं मंगलतुत्तमम् ॥

જે દેશમાં ધર્મનું સાધન કરવામાં મુશ્કેલી ન થાય તેવા દેશમાં વાસ, પૂર્વે થયેલાં પુણ્યની વૃદ્ધિ કરવી અને પોતાને સત્કાર્યોમાં પ્રેરવું, એ ઉત્તમ મંગલ જાણવું.

**बहुसत्थञ्च सिप्पञ्च विनयो च सुचिक्खितो ।**
**सुभासिता च या वाचा, एतं मंगलमुत्तमम् ॥**

ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ, શિલ્પશિક્ષા, વિનયમાં શિક્ષા-લાભ અને સુભાષિત વાણી, એ ઉત્તમ મંગલ જાણવું.

**मातापितु—उपट्ठानं पुत्तदारस्स संगहो ।**
**अनाकुला च कम्मानि एतं मंगलमुत्तमम् ॥**

માતાપિતાની પૂજા, સ્ત્રી પુત્રાદિની કલ્યાણકામના અને અનાકુલ કર્મ, એ ઉત્તમ મંગલ જાણવું.

**दानञ्च धम्मचरियञ्च ञातकानञ्च संगहो ।**
**अनवज्जानि कम्मानि, एतं मंगलमुत्तमम् ॥**

દાન, ધર્મચર્યા, જ્ઞાતિવર્ગ પર પરોપકાર, અનિંદનીય કર્મ, એ ઉત્તમ મંગલ જાણવું.

**आरती विरति पापा, मज्जपाना च सञ्ञमो ।**
**अप्पमादो च धम्मेसु, एतं मंगलमुत्तमम् ॥**

પાપમાં અનાસક્તિ અને વિરતિ, મદ્યપાનમાં વિતૃષ્ણા અને ધર્મકાર્યોમાં અપ્રમાદ, એ ઉત્તમ મંગલ જાણવું.

**गारवो य निवातो य सन्तुट्ठी च कतञ्ञता ।**
**कालेन धम्मसवनं एतं मंगलमुत्तमम् ॥**

ગૌરવ સાથે નમ્રતા, સંતોષ, કૃતજ્ઞતા અને યથા સમયે ધર્મકથાશ્રવણ, એ ઉત્તમ મંગલ જાણવું.

खन्ती च सोवचस्सता समणानञ्च दस्सनं ।
कालेन धम्मसाकच्छा एतं मंगलमुत्तमम् ॥

ક્ષમા, પ્રિયવાચા, સાધુદર્શન અને યથા સમયે ધર્મની આલોચના, એ ઉત્તમ મંગલ જાણવું.

तपो च ब्रह्मचरियञ्च आरेयसच्चानदस्सनं ।
निब्बानसच्छिकिरिया एतं मंगलमुत्तमम् ॥

તપસ્યા, બ્રહ્મચર્ય, શ્રેષ્ઠ સત્યનું દર્શન અને મુક્તિ માટે ઉપયુક્ત સત્કર્મ, એ ઉત્તમ મંગલ જાણવું.

फुट्ठस्स लोकधम्महि चित्तं यस्य न कम्पति ।
असोकं विरजं खेमं एतं मङ्गलमुत्तमम् ॥

લાભ ક્ષતિ, નિંદા પ્રશંસા વગેરે લૌકિકધર્મો દ્વારા આઘાત પામ્યાં છતાં જેનું ચિત્ત કંપિત થતું નથી, જેનામાં નથી શોક, નથી મલિનતા અને નથી ભય, તે ઉત્તમ મંગલને પામે છે.

एतादिसानि कत्वान, सब्बत्थमपराजिता ।
सब्बत्थ सोत्थि गच्छन्ति तेसं मङ्गलमुत्तमन्ति ॥

જેઓ આ પ્રમાણે આચરે છે, તેઓ સર્વત્ર અપરાજિત હોય છે, સર્વત્ર કલ્યાણને પામે છે, અને તેમનું ઉત્તમ મંગલ થાય છે.

જેઓ એમ જણાવે કે બૌદ્ધધર્મમાં ધર્મનીતિ જ સૌથી મહાન વાત ગણાય છે, તો તેમનો તે મત ઠીક નથી. મંગલ માત્ર એક ઉપાય છે. ત્યારે શું નિર્વાણ ચરમ છે? કદાચ હોય, પરંતુ નિર્વાણ એટલે શું? એ શું એક પ્રકારની શૂન્યતા છે?

જો નિર્વાણ નરી શૂન્યતા જ હોય તો પૂર્ણતા દ્વારા તેમાં પહોંચી શકાય નહિ. એથી કેવળ બધાંયનો અસ્વીકાર કરતાં "આ નથી, આ નથી, આ નથી" એમ બોલતાં બોલતાં એક પછી બીજી વસ્તુનો ત્યાગ કરતાં કરતાં તો સર્વશૂન્યતામાં સમાઈ જવાય.

પરંતુ મને તો બૌદ્ધધર્મમાં આથી ઊલટો માર્ગ જણાયો છે. બૌદ્ધધર્મમાં માત્ર મંગલની વાત નથી, તેથી યે મોટી વસ્તુ જણાય છે. મંગલમાં પણ એક પ્રકારનો પ્રયોજનનો ભાવ રહ્યો છે, એટલે કે તેના આચરણથી સારો ઉદ્દેશ સધાય છે, સુખ પમાય છે, સુયોગ મળે છે.

પરંતુ પ્રેમ બધાં પ્રયોજનોથી પર છે. કારણ કે પ્રેમ છે સ્વતઃ આનંદ, સ્વતઃ પૂર્ણતા; તે કાંઈ લેવા માટે નહિ, સર્વસ્વ દેવા માટે હોય છે. એના દાનમાં કોઇ લેવડદેવડનો સંબંધ નથી હોતો એ જ એની મહત્વની વાત છે. એ જ છે. બ્રહ્મનું સ્વરૂપ, તે તો કાંઈ જ લેતા નથી.

આ પ્રેમથી આત્માને ક્રમશઃ પરિપૂર્ણ કરવા માટે બુદ્ધદેવનો ઉપદેશ છે, તેમણે તેની સાધનપ્રણાલી પણ જણાવી છે. આ પ્રણાલી કાંઇ વાસનાઓના સંહરણ માટેની નથી, વિશ્વ તરફથી વિમુખ થવા માટેની નથી. આ પદ્ધતિથી આત્મા સૌની અભિમુખ કરી શકાય છે. આ પ્રણાલીને **મેત્તિભાવના** તરીકે ઓળખવામાં આવી છે, એટલે, કે મૈત્રીની ભાવના. હમેશાં આ વાતનો વિચાર કરવો જોઇએ.

**सब्बे सत्ता सुखिता होन्तु, अवेरा होन्तु,**
**अब्यापज्जा होन्तु, सुखी अत्तानं परिहरन्तु;**
**सब्बे सत्ता मा यथालद्ध सम्पत्तितो विगच्छेन्तु ।**

સર્વે પ્રાણીમાત્ર સુખી થાઓ, શત્રુ વિનાનાં થાઓ, અહિંસિત થાઓ, અને સુખી થઇને કાળ પસાર કરો. કોઈ પણ પ્રાણી પોતાની યથાલબ્ધ સંપત્તિથી વંચિત ન થાય.

મનમાં ક્રોધ, દ્વેષ, લોભ, ઈર્ષ્યા, હોય તો આ મૈત્રીભાવના સાચી ન ઠરે. આને માટે જ શીલનું ગ્રહણ, તેની સાધના જરૂરી છે. પરંતુ શીલની સાધનાનું પરિણામ સર્વત્ર મૈત્રીને, દયાને બાધા વગર વિસ્તારવી એ છે. આ રીતેજ આત્માની સર્વમાં ઉપલબ્ધિ સંભવે.

આ મૈત્રીભાવનાથી આત્માને સર્વમાં પ્રસારવો એ કાંઇ શૂન્યનો માર્ગ નથી. આને માટે બુદ્ધે જેને બ્રહ્મ-વિહાર કહ્યો છે તે સ્વાધ્યાય કરતાં સમજાશે.

**करणीय मत्थ कुसलेन**
**यन्तं सन्तं पदं अभिसमेच्च ।**
**सक्को ऊजू च सुहुजू च;**
**सुवचो चस्स मृदु अनतिमानी ॥**

શાંતપદ પ્રાપ્ત કરીને પરમાર્થકુશળ વ્યક્તિને માટે જો કાંઈ કરવા જેવું હોય તો આ છેઃ તેણે શકિતમાન, સરળ, અતિસરળ, સુભાષી, મૃદુ, નમ્ર અને અનભિમાની થવું.

**सन्तुस्सको च सुभरो च,**
**अप्पकिच्चो च सल्लहुकवुत्ति ।**
**सन्तिन्द्रियो च निपको च**
**अप्पगब्भो कुलेसु अननुगिद्धो ॥**

તેણે સંતુષ્ટહૃદયવાળા થવું, થોડામાં નભાવી લેવું, નિરુદ્વેગ થવું, અલ્પભોજી થવું, શાંતેન્દ્રિય થવું, સદ્વિવેચક, અપ્રગલ્ભ અને સંસારમાં અનાસક્ત થવું.

**न च खुद्दं समाचरे किञ्चि**
**येन विञ्ञूपरे उपवदेय्युम्।**
**सुखिनो खेमिनो वा**
**सब्बे सत्ता भवन्तु सुखितत्ता॥**

જેથી કરીને બીજું કોઈ તેની નિંદા કરે એવો ક્ષુદ્ર અન્યાય પણ આચરવો નહિ. તેણે ઇચ્છવું કે બધાં પ્રાણી સુખી થાય, નિરાપદ થાય, સ્વસ્થ થાય.

**ये केचि पाणभूतत्थि**
**तसा वा थावरा वा अनवस्सो।**
**दीघा वा ये महन्ता वा**
**मज्झिमा रस्सका अणुकथूला।**
**दिट्ठा वा ये च अदिट्ठा**
**ये च दूरे वसन्ति अविदूरे।**
**भूता वा सम्भवेसी वा**
**सब्बे सत्ता भवन्तु सुखितत्ता।**

જે બધાં પ્રાણી છે, પછી તે સબળ કે દુર્બળ હોય, દીર્ઘ કે પ્રકાંડ હોય, મધ્ય કે હ્રસ્વ હોય, સૂક્ષ્મ કે સ્થૂલ હોય, દૃષ્ટ કે અદૃષ્ટ હોય, દૂરમાં કે નિકટમાં વસતાં હોય, જન્મેલાં કે જન્મનાર હોય,—તે બધાં જ સુખી થાઓ.

**न परोपरं निकुब्बेथ**
**नातिमञ्ञेथ कत्थचि न कञ्चि।**

व्यारोसना पटिघ सञ्ञा
नञ्ञ मञ्ञस्स दुक्खमिच्छेय्य ॥

પરસ્પર વંચના કરવી નહિ, ક્યાંય કોઈની અવજ્ઞા કરવી નહિ, કાયાથી, વાણીથી કે મનથી ક્રોધ કરીને બીજાના દુઃખની ઈચ્છા કરવી નહિ.

माता यथा निजं पुत्तं
आयुसा एकपुत्तमनुरक्खे ।
एवम्पि सव्वभूतेसु
मानसंभावये अपरिमाणम् ॥

મા જેવી રીતે પોતાના એકના એક પુત્રની પોતાનું આયુષ્ય દઈને રક્ષા કરે છે, તેવી રીતે બધાંજ પ્રાણીઓમાં અપરિમિત માનસની રક્ષા કરવી.

मेत्तश्च सब्वलोकस्मिं
मानसं भावये अपरिमाणम् ।
ऊद्धं अधो च तिरियञ्च
असम्बाधं अवेरमसपत्तम् ॥

ઊંચે, નીચે ને ચારે બાજુ સમસ્ત જગત પ્રતિ બાધાહીન, હિંસાહીન, શત્રુતાહીન અપરિમિત માનસની અને મૈત્રીની રક્ષા કરવી.

तिट्ठं चरं निसिन्नो वा
सयानो वा यावतस्स विगतमिद्धो ।
एतं सतिं अधिट्ठेय्य
ब्रह्ममेत विहारमिधमाहु ॥

ઊભા હો કે ચાલતા હો, બેઠા હો કે સૂતેલા હો, જ્યાં સુધી ઊંઘ ન આવે ત્યાં સુધી આ પ્રકારે સ્મૃતિમાં રહેવું તેને બ્રહ્મવિહાર કહે છે.

આ રીતે પરિમિત માનસને પ્રીતિભાવે, મૈત્રીભાવે વિશ્વલોકમાં ઉદ્ભાવિત કરવું તેને બ્રહ્મવિહાર કહેવાય છે. આ પ્રીતિ કોઈ સામાન્ય પ્રીતિ નથી, પરંતુ મા જેમ પોતાના એક માત્ર પુત્રને જે રીતે ચાહે તેવી ચાહના છે.

બ્રહ્મનું અપરિમિત માનસ વિશ્વમાં સર્વત્ર રહ્યું છે. જેમના તે માનસની સાથે માનસ, પ્રેમની સાથે પ્રેમ ન મળે તો તે બ્રહ્મવિહાર ન ગણાય.

વાત તો ઘણી મોટી થઈ. પરંતુ કરીએ છીએ પણ તેવી જ મોટી વાત ને! મોટી વાતો નાની ગણી લેવાથી ઓછો લાભ છે! બ્રહ્મની ચાહના સાથી બૃહદ ચાહના છે. ઉપનિષદ કહે છે કે **भूमात्वेव विजिज्ञासितव्यः** ભૂમાને જ, સૌથી મહાનને જ, જાણવા જોઇશે.

તે ચાહવાનું, તે પામવાનું રૂપ કેવું હશે તેને સ્પષ્ટ રૂપે જણાવવું રહ્યું. ભગવાન બુદ્ધે બ્રહ્મવિહારને સ્પષ્ટ રૂપે આપણી આગળ ધર્યો છે, તેને નાનો બનાવીને ધૂમસ જેવો ચલાવી લેવા પુરતો પ્રયાસ કર્યો નથી.

અપરિમિત માનસને, અપરિમિત મૈત્રીને સર્વત્ર પ્રસારવાથી બ્રહ્મના વિરાટક્ષેત્રમાં બ્રહ્મનું મિલન થાય છે. આ થયું લક્ષ્ય. પરંતુ આ કેમ થાય? અહીંયાં આપણે દરરોજ આગળ ધપવાનું રહ્યું. પેલા લક્ષ્યની સાથે તુલના કરતાં આપણને સમજાશે કે આપણે કેટલા આગળ વધીએ છીએ.

ઇશ્વરની તરફ આપણો પ્રેમ જન્મ્યો છે કે નહિ તે વિષે આપણે આપણી જાતને ભોળવી શકીએ. પરંતુ

આપણો પ્રેમ સર્વ તરફ ઢળી રહ્યો છે કે નહિ, આપણી શત્રુતા ક્ષીણ થતી જાય છે કે નહિ, આપણો મંગલભાવ વધી રહ્યો છે કે નહિ, તેનું માપ નક્કી કરવું ભારે નથી.

કોઈ એક નિર્દિષ્ટ સાધનાનો સુસ્પષ્ટ માર્ગ પામવાને માટે માનવમાં એક પ્રકારની વ્યાકુળતા રહેલી છે. જેમ બુદ્ધદેવે એક બાજુથી ઉદ્દેશને ખંડિત કર્યો નથી, તેમ બીજી બાજુથી માર્ગને પણ ખૂબ સ્પષ્ટ કર્યો છે. કેવી ભાવના કરવી, કેવી રીતે ચાલવું, તે વિષે તેમણે ચોખ્ખું જણાવ્યું છે. પ્રત્યેક દિવસે શીલની સાધના દ્વારા આત્માને મોહમાંથી મુક્ત થવાનો તેમણે ઉપદેશ દીધો છે અને મૈત્રી ભાવના દ્વારા આત્માને ત્યાગ કરવાનો માર્ગ ચીંધ્યો છે. દરરોજ સ્મરણ કરવું કે મારું શીલ અખંડ છે, અછિદ્ર છે, અને ચિત્તને આ ભાવનામાં મશગુલ રાખવું કે આસ્તે આસ્તે બધા વિરોધો ટળી જઈને મારો આત્મા સર્વભૂતોમાં પ્રસરી રહ્યો છે. એટલે કે એક દિશામાંથી મુશ્કેલીઓ ટળતી જાય છે, બીજી દિશામાં સ્વરૂપનો લાભ થતો જાય છે. આ જાતની પદ્ધતિને તો કોઇ કાળે શૂન્યતાની પ્રાપ્તિની પદ્ધતિ કહી ન શકાય! આ તો થઈ સર્વ પામવાની પદ્ધતિ, આત્મપ્રાપ્તિની પદ્ધતિ, પરમાત્મ-પ્રાપ્તિની પદ્ધતિ!



# ભૂમા



માનવનો વારસો મહામાનવનો વારસો છે, ક્યાંય તેની સીમા નથી. અનંત સાધનાભૂમિમાં તેનો વાસ છે. ઇતર પ્રાણીઓનો વાસ ભૂમંડળ પર હોય છે, પરંતુ માનવનો વાસ તેના પોતાના દેશમાં હોય છે. તેનો આ દેશ કોઇ મૃણ્મય નહિ પરંતુ ચિન્મય પદાર્થ છે. આ દેશ માનવ માનવના મિલનમાં, જ્ઞાનના સંચયમાં અને કર્મક્ષેત્રમાં રહેલો છે. યુગયુગથી વહેતી આવતી ચિંતનધારાથી પ્રીતિધારાથી આ દેશનું મન ફળરૂપે, ધાન્યરૂપે સમૃદ્ધ થતું જાય છે. અનેક માનવોના આત્મ-ત્યાગથી આ દેશનું ગૌરવ ઝળહળી રહ્યું છે. જે બધા ચિન્મય દેશના નિવાસી અતીત કાળમાં થઇ ગયા તેઓનો વાસ્તવિક વાસ ભાવિમાં હતો. તેમનાં ઇચ્છા અને કર્મની ગતિ આગામી કાળને ઉદ્દેશીને થતાં. તેમની તપસ્યાનું ભાવિ આજે આપણામાં વર્તમાન જણાય છે, પરંતુ ક્યાંય આબદ્ધ થઇ ગયું નથી. આપણે પણ દેશના એ ભાવિને માટે વર્તમાનનું વિસર્જન કરી રહયાં છીએ. એ ભાવિનો આપણે વ્યક્તિગત ભાવે ભોગ ન કરીએ.

જે તપસ્વી મહાત્માઓ અનંત ભાવિમાં વાસ કરતા અને એ ભાવિમાંજ જેમનો આનંદ, જેમની આશા, જેમનું ગૌરવ હતાં, તેમણે જ માનવ સભ્યતાનું સર્જન

કર્યું છે. તેમનું સ્મરણ કરીને જ માનવ પોતાને અમૃતનો સંતાન જાણી શકે છે. તે સમજે છે કે તેની દૃષ્ટિ, તેની સૃષ્ટિ અને તેનું ચરિત્ર મૃત્યુની પેલી પાર છે. મૃત્યુની વચ્ચે રહીને જેમણે અમૃતને પ્રમાણિત કર્યું છે, તેમના જ એ મહદ દાનથી દેશ રચાય છે. ભાવિ-કાળના વાસી કેવળ પોતાના દેશનો નહિ, પરંતુ સમસ્ત પૃથ્વીના લોકોનો અધિકાર પામ્યા છે. કોઇ જાતિ કે વર્ણનાં બંધન વિના તેમના વિચારો અને તેમનાં કાર્યો સર્વે માનવોનાં થઈ રહયાં છે. તેમની સંપતિનાં આપણે બધાંજ વારસદાર છીએ.

આ મહાત્માઓએ દૃઢતાપૂર્વક પોકાર્યું છે કે સર્વે માનવોની સમેત, બધું જ ઓળંગીને, સીમાબદ્ધ કાળની પેલી પાર એક માનવ વિરાજી રહયો છે. તે વિરાટ માનવનો આવિર્ભાવ કર્યે જ છૂટકો છે. તેમને શ્રેષ્ઠ સ્થાન દેવું જ પડશે. તે માટે તો માનવનો વાસ ચિન્મય દેશમાં છે. સર્વ માનવોની આ મિલનભૂમિ એવી હશે, જ્યાં પ્રત્યેક માનવ પોતપોતાનાં ખંડિત દેશ અને કાર્ય ત્યજીને તેમાં બૃહદ થયો હશે, જ્યાં તેની વિદ્યા, તેની સાધના સકળ કાળના સકળ માનવને અનુલક્ષીને થઈ રહયાં હશે.

ભવિષ્ય કાળ અસીમ છે, અતીત પણ અસીમ છે. કાળની આ બન્ને દિશાઓમાં માનવમન આકર્ષાય છે. **पुरुष एव इदं सर्वं यद्भूतं यच्च भव्यम्**, જે ભૂત છે, જે ભાવિ છે, તે બધું જ તે પુરૂષ છે.

પૂર્ણ પુરૂષ આવી રહયા છે! તેમનો રથ દોડી રહયો છે. પરંતુ હજી તેઓ જણાતા નથી. સાજન આવી ગયું છે, યુગ યુગથી તેમની પ્રતીક્ષા કરી રહ્યું છે. વરનાં વાજાં દૂરથી સંભળાય છે. માર્ગ મોકળો કરવા માટે દૂત દુર્ગમ રસ્તે ચાલી રહ્યા છે.

આવા અનિશ્ચિતને માટે, અનાગતને માટે માનવ પોતાના જીવનને સાટે પ્રાણુપર્યન્ત પ્રયત્નો કરી રહ્યો છે, તેને ખાતર કંટાળ્યા વગર અનુસંધાન કરી રહ્યો છે. આવા સંકટમય માર્ગે અનેક મુશ્કેલીઓ વેઠવા છતાં, શ્રમ ફોગટ જાય છતાં, તે પોતાની યાત્રા અટકાવતો નથી..........

બીજાં બધાં પ્રાણીઓની જેમ તથ્ય માનવનું પાથેય છે, પરંતુ સત્ય તેનું ઐશ્વર્ય છે. આ ઐશ્વર્યનું પરમ લક્ષ્ય કોઈ અભાવ દૂર કરવામાં નથી, પણ મહિમાની ઉપલબ્ધિ કરવામાં છે. આથી જ ઐશ્વર્યાભિમાની માનવ ઉચ્ચારે છે.— **भूमैव सुखं, नाल्पे सुखमस्ति,** ભૂમામાં, બૃહદમાં જ સુખ છે, અલ્પમાં નહિ.

આને કદાચ કોઇ બેહિસાબી વાત માને, કારણ કે, સામાન્ય હિસાબી દૃષ્ટિથી જે કાંઈ ઇચ્છીએ અને જે મળે એ બે પરિમાણથી જ સુખની ગણત્રી કરવામાં આવે છે. આપણું શાસ્ત્ર જણાવે છે કે, **संतोषं परमस्थाय सुखार्थी संयतो भवेत्,** સુખ ઇચ્છનારે પરમ સંતોષ રાખીને સંયત થવું. આમ છતાંય આપણે વાસ્તવિક રીતે જોઇએ છીએ કે સંતોષમાં સુખ છે તેમ જ નથી.

આવી ઊલટી હકીકત જોવામાં આવે છે, તેનું કારણ શું ? કારણ કે માનવની સત્તામાં દ્વંદ્વ છેઃ તેની જે સત્તા જીવસીમામાં રહી છે ત્યાં જેટલું આવશ્યક હોય તેમાં જ તે સુખ માને છે, પરંતુ તેના અંતરનો અહં-માનવ વિશ્વમાનવમાં વિસ્તરેલો છે. આ વિશ્વમાનવની દિશામાં તે કેવળ સુખ ઉપરાંત કાંઇક વધારેને, ભૂમાને ચાહે છે. આથી કરીને જ સઘળાં જીવોમાં એકલો માનવ જ અમિતાચારી જોવામાં આવે છે. તેને મેળવવું છે અમિત અને દેવું છે ય અમિત,કારણ કે તેનામાં વિરાજી રહ્યો છે પેલો અમિત માનવ. આ અમિત માનવ નથી સુખનો ભિખારી, નથી દુઃખનો કાયર. આરામને ઠોકર મારીને એ અમિત માનવ આપણને કઠોર અવિશ્રાંત પ્રયત્નો કરવા ધકેલે છે. પણ આપણા અંતરમાં રહેલો પેલો બીજો માનવ, વામન માનવ, આ બધું પસંદ કરતો નથી. તે કકળી ઊઠે છે અને પેલા અમિત માનવને ઠપકો આપે છે કે, ઘરનું ખાઇને નીકળ્યા જતિ થવા! પરંતુ બીજો કોઈ ઉપાય નથી? થાય શું ?

ઉપનિષદમાં ભગવાન વિષે એક પ્રશ્નોત્તરી છે. પ્રશ્ન છેઃ **स भगवः कस्मिन् प्रतिष्ठितः**, તે ભગવાન કયાં પ્રતિ-ષ્ઠિત છે ? ઉત્તર મળે છેઃ **स्वे महिम्नि,** પોતાના મહિ-મામાં. આ મહિમામાં જ તેમનો સ્વભાવ છે, તેમનો આનંદ છે.

પરંતુ જે સ્વભાવમાં તેનો મહિમા છે, તે સ્વભાવને તે ઘણા વિરોધો દ્વારા પામે છે. માનવની સહજ અવસ્થા

અને તેના સ્વભાવની વચ્ચે દરરોજ દ્વંદ્વ ચાલ્યાં કરે છે. તેથીજ ધર્મના માર્ગને, માનવતાના પરમ સ્વભાવના માર્ગને ઘણો વિકટ ગણવામાં આવ્યો છે...........

બીજાં બધાં પ્રાણીઓ બહારથી પોતાની જીવિકાનો અર્થ શોધતાં ચારેકોર ભમ્યાં કરે છે. પરંતુ માનવે પોતાના અંતરમાં આશ્ચર્ય પામી કોને અનુભવ્યો? તેને કે જે પોતાનો અંતર્નિહિત અર્થ સૂઝાડે છે. એટલે? એ કે માનવ મહાન છે. પ્રથમ તેણે પોતે મહાન છે તે પુરવાર કરવું પડશે, અને ત્યારપછી જ તે માનવ છે તેનો સ્વીકાર થશે! પોતાના પ્રાણ પાથરીને પણ ભૂમાને ભેટવું પડશે, કારણ કે પોતે ચિરંતન માનવ છે, સર્વજનીન માનવ છે, મૃત્યુથી અતીત માનવ છે. જ્ઞાનમાં, કાર્યમાં, ભાવમાં જેટલે અંશે આપણે સાચા હોઈશું, તેટલે અંશે તે ભૂમાની ઉપલબ્ધિ શકય થશે. અંતરમાં વિકાર થશે તો બધું જ ધૂળ ભેળું મળશે. એ વિરાટ માનવને, એ ભૂમાને ગૂમાવવાથી આપણું જે કાંઇ અનિષ્ટ તે બને છે. બાહ્ય ઉપકરણોમાં તેને શોધવા જતાં તે પોતે જ પારકો બની જાય છે! આવી વિકૃત દશામાં આપણે આપણી જાતને પૈસામાં, ખ્યાતિમાં, ઉપભોગનાં અનેક આયોજનોમાં જોઈએ છીએ. ચારેકોર જે બધા વાદવિવાદ, જે ક્રંદન સંભળાય છે, તેના મૂળમાં આ જ હકીકત છે.

તેથી **भूमात्वेव विजिज्ञासितव्यः**, એ ભૂમાને જ જાણવા પડશે, તેમને જ પામવા જોઈશે.



# સોહમ્



આપણાં શાસ્ત્રોમાં સોऽહમ્ નામે જે તત્વ સ્વીકારવામાં આવ્યું છે તે પ્રથમ સાંભળતાં કદાચ અહંકારયુક્ત જણાય, પરંતુ અસલમાં તેમ નથી. એમાં નાની વસ્તુને મોટું સ્વરૂપ આપવામાં નથી આવ્યું, પરંતુ સત્યને વ્યાપક ભાવે નિરૂપવામાં આવ્યું છે. એનો અર્થ એ છે કે, પ્રત્યેક વ્યકિતગત અહંપણાને વિશ્વગત અહંતત્ત્વ વ્યાપ્ત કરી રહ્યું છે. માથે જટાજૂટનો ભાર વધાર્યાથી, દેહે રાખ ચોળ્યાથી કે આ શબ્દનું ઉચ્ચારણ કર્યાથી સોહંસત્યનો પ્રકાશ થયો એમ જે મનમાં માને છે તે જ અહંકૃત ભાવ છે. અલબત્ત, જે અહંપણું સર્વનું છે, તે જ મારૂં યે છે એ વાત ખરી; પરંતુ, એ મૂળ સત્યને પોતાનું કરવું એજ માનવની સાધના છે. આ સાધના માનવ ઇતિહાસમાં ચિરકાળથી અનેક નામે, અનેક રૂપે, અનેક સંકલ્પે થતી આવી છે. જે આપણું પરમ અહંતત્વ છે, જે સમગ્રનું અહંતત્વ છે, તેને પોતાનું ગણીને સમગ્રમાં જાણવું જેમ જેમ આપણા જીવનમાં, આપણા સામાજીક વ્યવહારમાં ઉપલબ્ધ થતું જાય છે, તેમ તેમ આપણે સાચા માનવ થતા જઈએ છીએ. પરંતુ માનવનો રિપુ આવીને આ સોહંની ઉપલબ્ધિના બે ભાગ કરી નાંખે છે અને તે વેળા કેવળ અહમ જ સર્વસ્વ બની જાય છે.

ઉપનિષદમાં જણાવ્યું છે કે લોભ કરો નહિ, **मा गृधः**. આ લોભ વિશ્વમાનવને ભોળવીને વૈષયિક માનવ બનાવી દે છે. જે ઉપભોગ માનવને ઉચિત છે તે બધાં-યને લઈને છે, તે વિશ્વભૌમિક છે. માનવના સાહિત્યમાં, તેની શિલ્પકળામાં, તેની સંસારયાત્રામાં અને તેના હૃદયના આતિથ્યમાં પણ આ જ ભોગ પ્રગટ થાય છે. માટે જ આપણે કહ્યું છે **अतिथि देवो भव**. મારો ભોગ સર્વેનો ભોગ છે. એ તથ્ય ગૃહસ્થ અતિથિ દ્વારા સ્વીકારે છે અને તેથી તેના ઐશ્વર્યનો સંકોચ દૂર થાય છે. અતિથિ વ્યક્તિગત માનવના ઘરમાં સર્વ માનવોનો પ્રતિનિધિ થઈને આવે છે, એ તેની ઘરની સીમાને વિશ્વલક્ષી કરે છે. આમ ન થાય તો રાજમહેલને માટે પણ દીનતા જ ગણાય. આ આતિથ્યમાં પણ સોઽહંતત્વ સમાયેલું છે, એટલે કે પોતાનાથી જે મહાન છે તેની સાથે તેનું ઐક્ય દર્શાવે છે. પોતાના હોવા ઉપરાંત પોતાથી જે કાંઈ અતિરિક્ત છે તેની સાથે સુમેળ સાધવામાં આવે છે.

આપણા દેશમાં એવા ઘણા સંન્યાસીઓ જોવામાં આવે છે જેઓ આ સોઽહંતત્વને પોતાના જીવનમાં અત્યંત નૈષ્કર્મ્યમાં કે નિર્મમતામાં ઊતારે છે. પોતાની જીવપ્રકૃતિથી પર થવા તેઓ દેહને કષ્ટ દે છે અને માનવપ્રકૃતિનો અસ્વીકાર કરવાની તાલાવેલીમાં માનવની સ્વાધીન જવાબદારીનો પણ ત્યાગ કરે છે. વિષયમાં આસક્ત રહેલા અહંને તેઓ ત્યજે છે, અને સર્વ આત્માની સાથે યુક્ત જે આત્મા છે તેનો પણ સાથે સાથે અસ્વીકાર કરે છે. જેને તેઓ ભૂમા માને છે, એ

ઉપનિષદમાં વર્ણવેલા સર્વમાં રહેલા તે ઇશ નથી; પરંતુ તેમનું ભૂમાતત્વ જૂદુંજ જણાય છે, તેમાં કર્મતત્વ જણાતું નથી. માનવમાં રહેલ માનવત્વ—पौरुषं नृषु—ને તેઓ માનતા નથી. જેઓ વિશ્વકર્મા મહાત્મા છે, જેમનાં કર્મ ખંડિત કર્મો નથી પરંતુ વિશ્વલક્ષી છે, જેમનાં **स्वाभाविको ज्ञानबलक्रिया च,** જ્ઞાનશક્તિ અને કર્મ સ્વાભાવિક હોય છે, એવા માનવતાના પરમ પ્રગટ પુરૂ-ષને તેઓ સ્વીકારતા નથી...............

એક દિવસ બ્રાહ્મણ રામાનંદ પોતાના શિષ્યોને છોડીને ચાલ્યા ગયા અને ચંડાલ નાભાને, મુસલમાન કબીરને, ચમાર રવિદાસને તેમણે સ્વીકર્યા. સમાજે તેમને જાતિભ્રષ્ટ ગણ્યા. પરંતુ તે વખતે એકલા તેઓ જ, જે જાતિ સમગ્ર માનવની જાતિ છે, તેમાં ભળી ગયા હતા. બ્રાહ્મણમંડળીના ધિક્કારની વચ્ચે એકલા ઊભા રહીને તેઓ સોહમ્ બોલ્યા હતા! જે ક્ષુદ્ર સંસ્કારગત ઘૃણા નિષ્ઠુરભાવે માનવે માનવે ભેદ ખડા કરીને સમાજરક્ષાને નામે સમાજધર્મના મૂળમાં આઘાત કરે છે, તે જ ઘૃણાને રામાનંદ પોતાના સત્યની શક્તિને બળે ટપી ગયા હતા.

એક વાર ઇશુ ખ્રિસ્તે પણ સોહમનો પડકાર કરીને કહ્યું હતું કે હું અને મારા પિતા એક છીએ. પોતાની અહંસીમાને વટાવીને પરમ માનવની સાથે તેમણે પોતાનો અભેદભાવ અનુભવ્યો હતો.

બુદ્ધ ભગવાને કહ્યું : સમસ્ત જગત તરફ બાધા-શૂન્ય, હિંસાશૂન્ય, શત્રુતાશૂન્ય માનસથી મૈત્રીનું પોષણ

કરો. ઊઠતાં બેસતાં, આવતાંજતાં, જાગતાં ઊંઘતા આ મૈત્રીની સ્મૃતિ જાગ્રત રાખો.

અથર્વવેદ જણાવે છે **तस्माद्वै विद्वान् पुरुषमिदं ब्रह्मेति मन्यते,** જે વિદ્વાન છે તે, મનુષ્યને તેના પ્રત્યક્ષથી અતીત જે બૃહદ છે, તે રીતે જાણે છે. તેથી તેઓ તેની પાસેથી દુઃસાધ્ય કર્મની, અપરિમિત ત્યાગની અપેક્ષા રાખે છે.

**ये पुरुषे ब्रह्म विदुस्ते विदुः परमेष्ठिनम्,** જેઓ બ્રહ્માને માનવમાં જાણે છે તેઓ પરમ દેવતાને પણ જાણે છે........

આ પૃથ્વી છે સ્થૂળ દ્રવ્યમયી. તેનું વાયુમંડળ તેનાથી બહુ દૂર છે. આ અદૃશ્ય વાયુલોકમાંથી આવે છે તેનાં પ્રકાશ, રંગરોગાન; તેમાંથી વહે છે તેનો પ્રાણ, જામે છે મેઘ, ઝરે છે વારિધારા. ત્યાંની પ્રેરણાથી જ તેને અંગાંગે પરમ રહસ્યમય સૌન્દર્ય રૂપ ધારણ કરે છે. ત્યાંથી આવે છે તેનું સર્વશ્રેષ્ઠ, તેની શ્રી, તેનો પ્રાણ. આ વાયુમંડળમાં પૃથ્વીની એક એવી બારી ખુલ્લી છે જ્યાંથી અંધકાર પાર કરીને દર રાતે આત્મીયતાનો જ્યોતિર્મય સંદેશ લઈને નક્ષત્રલોકમાંથી દૂત આવે છે. પૃથ્વીના આ પ્રસરેલા વાયુમંડળને જ તેના ઉદ્‌વૃત્ત ભાગનો, અર્થાત તેના ઉચ્છિષ્ટ અંશનો આત્મા ગણી શકાય. જેમ પૂર્ણ પુરૂષને માટે વેદમાં કહેવાયું છે કે **त्रिपादस्यमृतम्,** તેમનો એક અંશ પ્રત્યક્ષ છે અને બાકીનો ત્રણગણો અંશ અમૃતરૂપે પ્રસરેલો છે, તેમ પૃથ્વીને માટે પણ કહી શકાય. આ સૂક્ષ્મ વાયુલોક ભૂલોકનો

જ હોવાથી પૃથ્વીની ધૂળને થરે થરે આટલા વિવિધ ઐશ્વર્યનો વિસ્તાર જોવામાં આવે છે,—અને એનું મૂલ્ય ધૂળ કરતાં અનેકગણું વધારે છે.

ઉપનિષદ જણાવે છે કે અસંભૂતિ અને સંભૂતિને જ્યારે એક રીતે જાણી શકાય ત્યારેજ ખરું સત્ય જણાય. અસીમમાં જે અવ્યક્ત છે તે અસંભૂતિ અને દેશે કાળે જે અભિવ્યક્ત છે (in the process of evolution) તે સંભૂતિ. આ સીમાની સાથે અસીમ મળે ત્યારે માનવસત્ય સંપૂર્ણ થાય.

માનવમાં આ જે અસીમ છે તેને સીમાદ્વારા જીવનમાં, સમાજમાં વ્યક્ત કર્યેજ છૂટકો છે. અસીમ સત્યને વાસ્તવિક સત્ય રૂપે ઉપલબ્ધ કરવું જોઇશે. આમ કરવામાં કર્મો આવશ્યક છે. તેથી જ ઉપનિષદ જણાવે છે કે તારે સો વર્ષ જીવવું પડશે, કર્મ કરવાં પડશે. આ શત વર્ષના જીવનને કર્મમાં સાર્થક કરવું પડશે અને તે એવાં કર્મમાં કે શ્રદ્ધાપૂર્વક, પ્રમાણપૂર્વક બોલી શકાય સોહમ. આનો એવો અર્થ નથી કે આંખો મીંચીને શ્વાસોચ્છવાસ રુંધીને દૂર જઇને બેસી જવું જોઇએ.

અસીમ ઉદ્‌વૃત્તમાંથી જે શ્રેષ્ઠતાનો માનવમાં સંચાર થાય છે તે માત્ર સત્ય કે ઋત નથી, પરંતુ સાથે સાથે રાષ્ટ્ર, ધર્મ, શ્રમ, કર્મ, ભત, ભવિષ્ય ઇત્યાદિ છે.

માનવ પોતાની આજીવિકા ઉપરાંત જે કર્મ, જે શ્રમ કરે છે તેનો નિરંતર ઉદ્યમ કયા સત્યમાં

પ્રતિષ્ઠિત છે? એવા કયા બળને આધારે તે પ્રાણને તૃણવત્ ગણે છે, દુઃખને જઈને ભેટે છે, અન્યાયના દુર્દાન્ત પ્રતાપની ઉપકરણ વિના અવગણના કરે છે, અવિચારનું દુઃસહ મૃત્યુશૂળ છાતીમાં ભોંકે છે? કારણ કે માનવમાં કેવળ પ્રાણ ઉપરાંત તેનો મહિમા છે. બધાં જ પ્રાણીઓમાં કેવળ માનવનોજ ઉન્નત મસ્તકે સોહમ્ પ્રકાશવાનો અધિકાર છે. ત્યાં નથી જાતિભેદ, નથી વર્ણભેદ. આપણા જ્ઞાનમાં, પ્રેમમાં, ત્યાગમાં અનેક રીતે અપરિમેય પ્રગટે છે. જેમ આકાશવ્યાપી પ્રકાશને વનસ્પતિ પોતાના પ્રાણનું ખાતર બનાવીને પૃથ્વીના પ્રાણલોકમાં વિસર્જન કરે છે, તેમ તેઓ સમસ્તને અનુભવે છે.

જો વિશ્વની ઉષ્મા ઉદ્ભિદ દ્વારા પ્રાણવસ્તુમાં સતત પરિણત ન થાય, તો પ્રાણીલોક મરુશય્યાશાયી થઈ જાય. આ રીતે આપણા ગોચરમાં કે અગોચરમાં દેશેદેશે કાળેકાળે નરનારી જો પોતાના અંતરમાં રહેલ પરમ પુરૂષનું અમિત તેજ કલ્યાણ દ્વારા કે પ્રેમ દ્વારા, જ્ઞાન દ્વારા કે કર્મ દ્વારા નિરંતર ભાવે સમાજના પ્રાણમાં પરિણત ન કરે, તો આખોય સમાજ સોહંતત્વવર્જિત થઈને પશુસમાજની સાથે એક થઈ જાય. અરે, એ તો શું, પરંતુ પોતાના સત્યમાંથી ભ્રષ્ટ થઈને સમાજ ટકી પણ ન શકે.

દાકતરો જણાવે છે કે મનુષ્યના દેહમાં પશુના લોહીનો સંચાર કર્યો હોય તો તેથી પ્રાણની વૃદ્ધિ ન થતાં તેનો નાશ થાય છે. પશુસમાજ પશુભાવે જ ટકી શકે, માનવસમાજ પાશવી રીતે ટકી ન શકે. કોઈ

તાર્કિક કદાચ દલીલ કરે કે નરલોકમાં તો અનેક પશુ લહેરથી વધ્યેજ જાય છે. હાસ્તો, શરીરમાં પણ ગૂમડું થાય જ છે ના! આસપાસની બીજી વસ્તુઓના કરતાં તેનીજ ઉન્નતિ વધુ જણાય છે. સમગ્ર દેહમાં રહેલું સ્વાસ્થ્યનું ગૌરવ જો તે ગૂમડાંને ટપી ન જઈ શકે, તો તે મારે છે અને મારીને મરે છે. પ્રકૃતિસ્થ સમાજ અનેક પાપ સહી શકે, પરંતુ જ્યારે તેની વિકૃતિ પ્રધાન બને છે ત્યારે આચારમાં, વિચારમાં, સાહિત્યમાં, કળામાં, પશુનું લોહી વહેવા માંડે છે અને પછી તે સમાજ વધારે ટકી શકતો નથી. વિલાસોન્મત્ત રૉમ શું પોતાના ઐશ્વર્યમાં જ પાકા ફળના કીડાની જેમ ખરી ન પડયું ? કાળિદાસે રઘુવંશની પડતીનું જે ચિત્ર ખડું કર્યું છે, તે માનવ-જીવનમાં પશુના પ્રવેશના ફળરૂપે જ ના!

અથર્વવેદમાં કેવળ સત્ય કે ઋતની વાત નથી, પરંતુ રાષ્ટ્રની વાત પણ છે. જનસમુદાયનો શ્રેષ્ઠ અભ્યુદય કરવા માટે રાષ્ટ્ર છે. જો છોડ કૂંડાની બહાર જઈને વિહરી ન શકે તો તે કેવળ સૂકાઈને લાકડું થઈ જાય. જ્યાંસુધી રાષ્ટ્રને પ્રશસ્ત ભૂમિ ન મળે ત્યાં સુધી તેનો જનસમૂહ પૌરૂષવર્જિત રહે છે. પોતામાં રહેલ ભૂમાને પ્રમાણિત કરવાનો માનવનો જે હક્ક છે તેમાંથી જો સમગ્ર જાતિ વંચિત રહે તો ઇતિહાસમાં તે ધિક્કારને પાત્ર થાય છે. ઈતિહાસનો તે ધિક્કાર આજે ઘણાય કાળથી નિદ્રામગ્ન એશિયાના મહાદેશની છાતીને આઘાત કરી રહયો છે. દિશાએ દિશાએ સાંભળું છું કે જનગણના અંતર્યામી મહાન પુરૂષે તામસિકતાના કારાવાસની

શ્રૃંખલાઓનો ઝંકાર કર્યો છે; તેના પ્રકાશની તપોદીપ્તિ **तमसः परस्तात्**, તમસની પેલી પાર ઝળહળી રહી છે. જ્યાંત્યાંથી કલરવ સંભળાય છે, **शृण्वन्तु विश्वे**, હે વિશ્વજનો સાંભળો, તેમનું આહ્વાન સાંભળો. એ પડકારથી ભય ભાંગશે, સ્વાર્થ લજ્જિત થશે, અને મૃત્યુંજય અમૃતનો માર્ગ ચીંધશે.

માનવની સઘળી તપસ્યા, તેનું વીર્ય, તેની લક્ષ્મી, તેનું બળ ઇત્યાદિ તેના ઉદ્વૃત્તમાં સમાયેલાં છે. માનવતાના જજવા વૈચિત્ર્યને એકજ બિન્દુમાં સંહત કરીને નિશ્ચલ કર્યાથી કદાચ આત્માને ભોળવનારો આનંદ પ્રાપ્ત થાય. પરંતુ તે પછી શું, **ततः किम्** ? તે આનંદને શ્રેય તો ન જ ગણાય, ચરમ સત્ય ન મનાય. જ્યાં લગી સમસ્ત માનવસંસારમાં દુઃખ છે, અભાવ છે, અપમાન છે, ત્યાં લગી કોઈની મુક્તિ ન હોઈ શકે. નાનકડો એક દીવો અંધારામાં નાનકડું એક છિદ્ર કરે તેથી કાંઇ રાત્રિનો ક્ષય થતો નથી; એ તો સમસ્ત અંધકારને દૂર કર્યાથી જ રાત્રિ ટળે છે. માટે જ જે મહાપુરૂષોએ માનવની મુક્તિ ઇચ્છી હતી તેમની વાણી છે **संभवामि युगे युगे**. યુગે યુગે દેશે દેશે તેઓ જન્મે છે. આ મુહૂર્તે પણ તેઓ જન્મ્યા છે, કાલે પણ જન્મશે. જન્મની એ નિરંતર ધારા ઇતિહાસમાં આ વાણીને વહન કરતી આવી છેઃ **सोऽहम्**, I and my father are one !

સોહમ્ છે સમગ્ર માનવજાતિની સંમિલિત અભિ–વ્યક્તિનો મુક્તિમંત્ર. બુદ્ધદેવે પોતાના દીર્ઘજીવનમાં એ

મંત્ર ઊતાર્યો અને ઉચ્ચાર્યો હતો. જેઓ મહાત્મા છે તેઓ વિશ્વકર્મા છે.

નિહારિકાના મહાક્ષેત્રમાં જ્યાં જ્યોતિષ્કની સૃષ્ટિ થાય છે ત્યાં વચ્ચે વચ્ચે કોઇ તારા જણાઈ આવે છે. આથી જણાય છે કે સમસ્ત નિહારિકાના વિરાટ અંતરમાં સર્જનના હોમહુતાશનની ઉદ્દીપના થઇ રહી છે. માનવ–ઈતિહાસના સુબૃહદ ક્ષેત્રમાં પણ વારંવાર મહાપુરૂષો જણાયા છે. આ પરથી એટલું જણાય છે કે માનવના અંતરમાં અભિવ્યક્તિની પ્રેરણા કાર્ય કરી રહી છે. આ અભિવ્યક્તિ ભૂમાની અભિવ્યક્તિ છે. અહંમાનવ તેના અહંના આવરણમાંથી મુક્ત થઈને સતત પોતાની ઉપલબ્ધિ વિશ્વમાનવમાં કરવા તલસી રહયો છે. વસ્તુતઃ આખી પૃથ્વીની અભિવ્યક્તિ પણ પોતાના સત્યને ત્યાંજ શોધી રહી છે. આ વિશ્વચરાચરનું ચરમ સત્ય તે મહા-માનવમાં છે.

પૃથ્વીની શરૂઆતનાં લાખો વર્ષો પછી માનવની સૂચના થઇ. આ સાંખ્યિક તથ્યને મનમાં રાખીને કાળ અને સ્થળના પરિમાણમાં માનવની ક્ષુદ્રતાનો વિચાર કરતાં કેટલાક વિદ્વાનો ભરમાઇ જાય છે. પરિમાણને અપરિમેયથી મોટું ગણવું એ એક પ્રકારનો મોહજ છે. જેને આપણે જડ ગણીએ છીએ તે અવ્યક્ત પ્રાણ કરોડો વર્ષો સુંધી સુપ્ત દશામાં હતો. પરંતુ જેવો એક દિવસ પ્રાણનો એક માત્ર કણ જણાયો તે દિવસે જગતની અભિવ્યક્તિ તેના બૃહદ અર્થમાં સાર્થક થઇ. જડની બાહ્ય સત્તામાં એક આંતરિક સત્ય ઉપલબ્ધ થયું. પ્રાણ આંતરિક છે, કારણ કે એ પ્રાણનો કણ જડસમષ્ટિની

સરખામણીમાં ભલે દેખીતો અત્યંત ક્ષુદ્ર લાગે અને સુદીર્ઘકાળને એક છેડે ભલે તેનો મોડો જન્મ થયો જણાય, પરંતુ તેથી કરીને તેને હેય કોણ ગણી શકે તેમ છે? ચારે બાજુની મૂક સ્થિતિમાંથી આ રીતે જે અર્થ પ્રગટયો તેમાં માનવે વિરાટ પ્રાણનું દર્શન કર્યું. તેથી તે બોલી ઊઠયો : **यदिदं किंच सर्वं प्राण एजति निःसृतम्**, આજે સહુ કાંઈ છે તે પ્રાણમાંથી નીસરીને પ્રાણમાં કંપે છે. જડને આપણે તથ્યરૂપે ગણીએ છીએ, કારણ કે તે સ્થૂળ છે. પરંતુ પ્રાણને આપણે સત્યરૂપે જાણીએ છીએ કારણ કે તે સૂક્ષ્મ છે, અંતરનો છે. પ્રાણની ક્રિયા અંતરે અંતરે થયાં જ કરે છે, તેને કેવળ ગતિ જ છે. ગતિની એક માત્ર ભાષા પ્રાણની ભાષા છે. ગતિને આપણે આપણામાં સત્યરૂપે પિછાની છે. વિશ્વમાં ગતિનો જે અવિશ્રાન્ત ઉદ્યમ જોવામાં આવે છે, તેને ઉત્તાપ કહો કે વિદ્યુત કહો, પરંતુ તે બધું એક જ છે. જો હું એમ જણાવું કે આ ગતિમાં પ્રાણ છે, તો એવું કાંઈક જણાવું છું જેનો મારી અભિજ્ઞતામાં અર્થ રહેલો છે. આ સાથે એ પણ જાણું છું કે મારો પ્રાણ જે ગતિ કરી રહ્યો છે તે ગતિ વિશ્વપ્રાણની ગતિમાં સાર્થક થઇ રહી છે. પ્રાણની ગતિનો આ ઉદ્યમ અખિલમાં કયાંય નથી, કેવળ આકસ્મિક ભાવે પ્રાણીમાં વર્તમાન છે, એવી અસંબદ્ધ વાત, સમગ્રતાની ભૂમિકાની સત્યતામાં શ્રદ્ધા રાખનારું આપણું મન સ્વીકારવા તૈયાર નથી.

ઉપનિષદ જણાવે છે—

**को ह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात्**, જો પ્રાણનો આનંદ સમસ્ત આકાશમાં ન હોત

તો એક કીડી પણ કોને જોરે પ્રાણની ઈચ્છા કરત ? જો સમસ્ત આકાશમાં સત્યની વ્યાપ્તિ ન હોય તો દિવાસળીના આગલા ભાગમાં એક શિખા એક ક્ષણ પણ કેવી રીતે પ્રગટે ? પ્રાણમાં સમસ્ત સૃષ્ટિનો એક અંતરતમ અર્થ જણાય છે અને તે અર્થ છે ઈચ્છા. જ્યાં લગી જડ મૂક હતું ત્યાં લગી આ ઇચ્છા પ્રગટી શકી નહિ; જેવો પ્રાણનો અવિર્ભાવ થયો તેવી તે ઈચ્છા વ્યકત થઈ. જે વાત ગભીરમાં સુષુપ્ત હતી તે ક્ષણમાં ઊછળી ઊઠી !

આ રીતે બહારથી અંતરની દિશા તરફનાં મુક્તિનાં દ્વાર ખૂલતાં ગયાં. જેવી તે અભિવ્યક્તિ માનવમાં આવી પહોંચી, તેવી જવનિકા ખૂલી અને જીવ પોતાના ભૂમામાં જણાયો. તે વેળા જણાયું રહસ્યમય યોગનું તત્વ, પરમ ઐકય. માનવ બોલી ઊઠયોઃ જેઓ સત્યને જાણે છે તેઓ સહુમાં પ્રવેશી શકે છે, **सर्वमेवाविशान्ति.**

પ્રકાશની માફક માનવચૈતન્ય જ્ઞાનમાં, કાર્યમાં તેમજ ભાવમાં મહાવિકિરણની દિશામાં ધપી રહ્યું છે. એ પ્રસરણની દિશામાં જ તેનું મહત્વ છે. અને ત્યાં જ છે તેનો મહામાનવ,– **यश्चायमस्मिन् आत्मनि तेजोमयोऽमृतमयो पुरुषः सर्वानुभूः ।**

દુઃખ આવે તો ભલે આવો, મૃત્યુ આવે તો ભલે આવો; પરંતુ માનવ પોતાના મહિમામાંથી કદાપિ વંચિત ન થાઓ. સમસ્ત દેશમાં, સમગ્ર કાળમાં ગર્જી ઊઠો,–

**सोऽहम् ॥**

# 'સંદેશ ગ્રંથમાળા'
## પાંચમા વર્ષમાં પ્રવેશે છે.
**પાંચમી શ્રેણીના ગ્રાહક બની ઉત્તમ સાહિત્ય મેળવો.**

'સંદેશ ગ્રંથમાળા'ની પાંચમી શ્રેણીના ગ્રાહકોને નીચેનાં પુસ્તકો આપવામાં આવશે.

**૧ જવાહર અને હિંદ** — શ્રી. ડુંગરશી ધ. સંપટ
કિં. રૂ. ૪-૦-૦
(સચિત્ર રાષ્ટ્રિય પ્રકાશન)

**૨ ચંદ બારોટ** — શ્રી. મંજુલાલ દેસાઈ
કિં. રૂ. ૫-૮-૦
(સચિત્ર ઐતિહાસિક નવલકથા)

**૩ સમતા** — શ્રી. ઉમાકાન્ત
( છપાય છે. )
(સામાજીક નવલકથા)

## ૯ રૂપિયામાં ૧૦૦૦ પૃષ્ઠનું વાંચન

પાંચમી શ્રેણીમાં 'સંદેશ ગ્રંથમાળા'ના ગ્રાહકોને ૧૦૦૦ પૃષ્ઠનું (ક્રાઉન ૧૬ પેજી) સર્વોત્તમ, શિષ્ટ અને રસમય વાંચન આપવામાં આવશે. **આ ગ્રંથમાળાનું લવાજમ રૂા. ૯) નવ રૂપિઆ રાખવામાં આવ્યું છે.**

'સંદેશ ગ્રંથમાળા'નું પાંચમી શ્રેણીનું લવાજમ તુરતજ મોકલી આપો. 'જવાહર અને હિંદ' અને 'ચંદ બારોટ' આ બે સચિત્ર પ્રકાશનો તાજેતરમાં જ પ્રગટ થનાર છે. ગ્રંથમાળાના નિયત કરેલા પુસ્તકોના ક્રમમાં કે પુસ્તકની સંખ્યામાં સંજોગવશાત ફેરફાર થઈ શકશે. અમારી નૈતિક ફરજ નક્કી કરેલ પૃષ્ઠ સંખ્યાનું વાંચન આપવા પુરતી જ રહેશે.




બહારગામ 'સંદેશ'ના એજન્ટો દ્વારા પણ આ ગ્રંથમાળાના ગ્રાહક થઈ શકાય છે.

**સંદેશ પ્રકાશન મંદિર** સારંગપુર, અમદાવાદ.